# જ્યોતિષ માર્ગોપદેશિકા

## ( પ્રથમ ભાગ. )



લખનાર :

વલ્લભભાઈ ગોકળદાસ પટેલ.

---

પ્રકાશક :

[illegible]

સાયન.

# જ્યોતિષ માર્ગોપદેશિકા

( પ્રથમ ભાગ. )


લખનાર,

## લલ્લુભાઈ ગોકળદાસ પટેલ.

ગુજરાતી શબ્દકોષ, પોકેટ ગુ. ઇ. ડીક્ષનેરી, શાણી સુભદ્રા, મણી-મોહન, બાપ્પારાવળ, રાણા હમીરનો ભાગ્યરવિ, પ્લેગ અને તેનો ઉપાય, શાળોપયોગી ગુજરાતી શબ્દકોષ.


The kindom of heaven is within us.

*Allen Leo*

•••oOo•••


પ્રકાશક:

**સાકરલાલ બુલાખીદાસ-બુકસેલર.**

રીચીરોડ બાલાહનુમાન પાસે

**અમદાવાદ.**

કી. રૂા. ૧-૪-૦

સને ૧૯૨૯

સંવત ૧૯૮૫



Astrology is a guide in life.

यतोयतः समीहसे ततोनो अभयंकुरु:

"હે પરમાત્મા ! જ્યાં જ્યાં અમને ભય જણાય ત્યાં ત્યાંથી અમારૂં રક્ષણ કરો."

---

મુદ્રકઃ પુરૂષોતમદાસ શંકરદાસ
'ઉત્કૃષ્ટ' મુદ્રણાલય
ફર્નાન્ડીઝ બ્રીજ
રીચીરોડ, અમદાવાદ.

# પ્રસ્તાવના.

જ્યોતિષ એટલે પ્રકાશ-દીવો. જેમ એક દીવાથી ઘરમાંનું અંધારૂં કેટલેક દરજ્જે દૂર થાય છે, તેમ જ્યોતિષ રૂપી દીવાથી મનુષ્ય પોતાના ભવિષ્ય ઉપર પણ સારૂં અજવાળું જોઈ શકે છે. જ્યોતિષ એક શાસ્ત્ર છે, અને એ વિદ્યા કે સાયન્સ, સચ્ચાઇ અને પ્રત્યક્ષ નિરીક્ષણ ઉપરજ રચવામાં આવ્યું છે.

દરેક મનુષ્યને, પછી તે પૂર્ણ સુધરેલો (educated) હોય કે અજ્ઞાન હોય, શ્રીમંત હોય કે ગરીબ હોય, રાજા હોય કે રંક હોય, અથવા ગમે તેવી સ્થિતિમાં હોય, પરંતુ તેને ભવિષ્યમાં શું થશે તે જાણવાની સ્વભાવિક રીતે ઉત્કંઠા તો થાય છે. જડવાદીઓ પણ જ્યોતિષ તરફ શ્રદ્ધાળુ બનતા જાય છે. ભવિષ્ય જાણવાની ઇચ્છા એ મનુષ્ય સ્વભાવનું વલણ છે, અને મનને વાળવા છતાં પણ સ્વભાવિક રીતે (સીધી કે આડકત્રી રીતે) મન જ્યોતિષ તરફ વળ્યા વગર રહેતું નથી. વળી જ્યોતિષના અમુક નિયમોને ધર્મની ક્રિયાઓ સાથે પણ મેળવી દીધેલા હોવાથી ભાવે કે અભાવે જ્યોતિષને માનવાની ફરજ પડે છે અને વખત જતાં તેના પ્રત્યે અભાવ કે અશ્રદ્ધા ધરાવનાર પણ જ્યોતિષ વિદ્યાની શકિત, પ્રભાવ અને સત્યતાને લીધે જ્યોતિષ ખરૂં છે એમ માને છે.

હાલમાં આ વિદ્યાને સુધરેલા કે અંગ્રેજી ભણેલા વિદ્વાનો પાશ્ચત્ય કેળવણીને લીધે 'જ્યોતિષશાસ્ત્ર એક કપોલ કલ્પિત વિદ્યા છે અને બ્રાહ્મણોએ પેટ માટે ઠગવાને સારૂ શોધી કાઢી છે,' એમ કહી હસી કાઢે છે, અને કહે છે કે ' લાખો ગાઉ દૂર આવેલા ગ્રહોની અસર મનુષ્યના જીવન ઉપર થાયજ શી રીતે ? '. પરંતુ તે સાહેબો ભૂલી જાય છે કે હજારો ગાઉ દૂર આવેલા સૂર્ય અને ચંદ્ર, આ પૃથ્વી ઉપરના પ્રત્યેક પ્રાણી પદાર્થો ઉપર થોડી કે ઘણી અસર કરે છે, એ તેમના અંગ્રેજી પુસ્તકો પુરવાર કરે છે. ચંદ્ર ભરતી ઓટ કરે છે.

અમાસ અને પૂર્ણીમાના દિવસો અમુક રોગો માટે ભારે ગણાય છે. મીનના સૂર્ય વખતે ગાંડાં મનુષ્યનાં મગજ અધિક વિફરે છે. ગ્રહણ વખતે ઉદાસી અને અવસ્થતા સારા મનુષ્યને પણ જણાય છે. વળી તેમનાં વિજ્ઞાનનાં અંગ્રેજી પુસ્તકો પણ જણાવે છે કે, 'આકાશમાં રહેલા અત્યંત સૂક્ષ્મ અણુઓ, આશ્ચર્યકારક ગતિથી નિરંતર વહે છે. તે અણુઓ સૂર્યનાં અણુઓની પેઠે સજાતીય સંબંધ હોય છે તેમના તરફ આકર્ષાય છે. અને અનુકુળ અસર કરે છે, ત્યારે વિરોધી અણુઓ વિરોધી અસર કરે છે.' છતાં હિંદમાં બાળકોને શીખવવામાં આવતી શાળાઓમાં-ખાસ હિંદુઓને હાથે લખાયલા પાઠોમાં પણ આ વિદ્યાને વહેમી ગણી ધિક્કારવામાં આવી છે, અને દલીલમાં એમ જણાવ્યું છે કે જો એ વિદ્યા ખરી હોય તો "વૈદનાં મરે નહિ, અને જોષીનાં રાંડે નહિ." આ કહેવત કેવા પ્રસંગોમાં ને કેવા ડહાપણથી નીકળી હશે તે તો અમે કહી શકતા નથી, પરંતુ કહેવત કહેનારે એકને વખોડવા જતાં બંને શાસ્ત્રો ઉપર આક્ષેપો કર્યા છે. જ્યોતિષ વિદ્યા ખોટી છે, તે સાથે તેની બેન વૈદકવિદ્યા પણ ખોટીજ ઠરે છે, છતાં તેનો આશરો તેજ સુધરેલા ઉઘાડે છોક લે છે. સારા સારા દાક્તરો પોતે પણ વૈદક વિદ્યાને અનુમાનિક વિદ્યા કહે છે. "The science of medicine is founded on conjecture and improved by murder"–Sir Astley cooper (આપણું ઔષધિશાસ્ત્ર કલ્પના કે અનુમાન ઉપર રચાયલું છે, અને મનુષ્યોનાં ખૂનથી તેમાં સુધારો વધારો થતો રહ્યો છે–સર એસ્ટલી કુપર.) "Medicine is still an ineffectual speculalion" (ઔષધિશાસ્ત્ર હજી પણ કાર્ય સાધી ન શકાય તેવા એક સટ્ટાના ધંધા જેવું છે...અમેરીકાના મસેચસેટ્સ મેડીકલ સોસાઇટીના પ્રમુખ ડો. જેકબ બીજલો. એમ. ડી.ના શબ્દો છે.)

આ ઉપરથી વૈદકશાસ્ત્ર તદ્દન ખોટું છે. એમ તો નજ કહેવાય. તેથી ઘણાઓને ફાયદો થાય છે તેમ કેટલાકને નુકશાન પણ થાય છે.

દરેક શાસ્ત્ર શરૂઆતમાં તો અનુમાન ઉપર રચાયલું હોય છે, અને જેમ જેમ પ્રસંગો પડતા જાય છે, તેમ તેમ તેમાં સુધારો થતો જાય છે. જ્યોતિષશાસ્ત્ર પણ અનુમાન ઉપરજ રચયલું છે અને પ્રસંગોપાત તે અનુમાનોમાં ફેર જણાતાં સુધારો વધારો થતોજ જાય છે. કોઇ અનુમાનો ખોટાં પડે તેથી શાસ્ત્ર ખોટું છે, તેમ તો ન જ કહેવાય.

જે સમયે કોઇ પણ જાતનાં યંત્રો અને ઓજારોની હસ્તી ન હતી, જે સમયે હાલના જેવી વેધશાળાઓ ન હતી, જે સમયે ઇજીપ્તના પિરામીડ જેવાં બાંધકામો, જ્યાંથી ધોળે દિવસે સૂર્યના પ્રખર તેજમાં પણ તારાઓનાં દર્શન થાય તેવાં બાંધકામોની હયાતી પણ ન હતી, તે સમયે આર્યાવર્તના આર્યઋષિ મુનીઓએ વગર સાધને, અસંખ્ય યોજન દૂર આવેલા અનંત આકાશમાં ભ્રમણ કરતા સૂર્યાદિ ગ્રહોની ગતિ શોધી કાઢી તે ઉપરથી અમુક નિર્ણય શોધવાની ગહન શોધ કરી હતી; અને તે શોધોને ખીલવવામાં કોઇ પણ જાતના આશ્રયવગર, વગર ધને, વગર આશ્રમે, વગર સાધને માત્ર વનફળ ઉપર રહી અત્યંત મહેનત કરી હતી. વિદ્યા અને શોધ એજ માત્ર તેમને મનમાં રમી રહ્યાં હતાં.

તે હિંદની આ પ્રાચીન વિદ્યા વિસરાઇ ગઇ. તેમાં કંઇ સુધારો વધારો ન થયો. હિંદમાં પ્રસંગોપાત અનેક વાવાઝોડાં–ધર્મરૂપી તોફાનો વધ્યાં. વિદેશીઓના હુમલાઓ થયા. વિદ્વાનો વિદ્યા ભૂલ્યા, અને તે સાથે સ્વાર્થી બન્યા. ન વિદ્યા કોઇને શીખવાડી, કે ન પૂર્ણપણે અન્ય કોઇ સમજે તેમ લખાવી. જમીનમાં પુસ્તકો ભંડારાયાં અને ત્યાં ઉધાઇરૂપી દુશ્મને સ્વાહા કર્યાં. છતે સૂર્યે દેશમાં અંધકાર વ્યાપ્યો. રહી સહી વિદ્યાનો દુરૂપયોગ થયો. વિદ્યાનાં પુસ્તકો પરદેશીઓને વેચાયાં. જૂદા જૂદા પંથો નીકળ્યા. તેમણે વિદ્યાને પોતાને અનુકુળરૂપે ગોઠવી. આથી હિંદુઓની પ્રતિષ્ઠા ને ગૌરવ નાશ પામ્યાં અને હવે વિદેશી વિદ્યા ઉપર સઘળો આધાર રાખવો પડે છે.

હિંદના દુર્ભાગ્યે વેધશાળાઓ બંધ પડી ગઇ. રહી સહી વિદ્યામાં સુધારો વધારો ન થયો, તેમ કોઇએ પ્રયત્ન પણ ન કર્યો, એટલે ગણત્રીમાં ભૂલ આવવા લાગી. સૂર્યાદિ ગ્રહો, તેમજ પૃથ્વી નિરંતર એક સરખી ગતિથી ચાલતાં નથી. કાળે કરીને તેમાં પણ જે ફેરફાર થયા છે, તે ફેરફાર પ્રમાણે જુના વખતમાં નિયત કરેલા ફળાદેશમાં જો ફેરફાર ન કરે તો ફલાદેશમાં ફેરજ આવવાનો. અમારા જ્યોતિષીઓ માત્ર આજીવિકા કરવાની ખાતર, જરૂર જેટલું ગણિત ( ગણિત એ જ્યોતિષમાં મૂળ પાયો છે તે પણ પૂરૂં કરતા નથી) કરી, ઉપર ચોટીઉ જોઇ કે કોઇ પુસ્તકના આધાર ઉપરથી ફળાદેશ કહે ત્યાં શું કહેવું ? શુદ્ધ ગણિત, ગ્રહોની ગતિ અને કાળનો નિર્ણય બરોબર કરી તેમજ તેના ટાળા મેળવી પછીથી ફળાદેશ કહેવામાં આવે તો, પ્રાચિન મુનિઓના આ શાસ્ત્રમાં કોઇપણ પ્રકારની ખામી આવતીજ નથી. જ્યોતિષ વિદ્યાએ એક જડ અથવા ખાકી વિદ્યા નથી. તે ઇશ્વરી વિદ્યા છે. એ માત્ર ચોપડીનાં વાંચનથી નથી મળતી. તેને માટે કુદરતી લાયકાતની જરૂર રહે છે.

આ વિષય ઉપર જેટલું વિવેચન કરવું ધાર્યું હોય તેટલું દાખલા દલીલોથી થઇ શકે તેમ છે, પરંતુ આ નાનકડા પુસ્તકની પ્રસ્તાવના લંબાણ થઇ જવાના ભયથી ટુંકાવવું પડે છે. ટુંકાણમાં એટલુંજ કે જ્યોતિષ વિદ્યા એ ખગોળ વિદ્યાના જેવીજ ખાત્રીપૂર્વક વિદ્યા છે, પણ તે વિદ્યાના સમજાવનારા પણ તેવાજ ખાત્રીવાળા હોવા જોઇએ. જ્યોતિષનો સઘળો આધાર ગણિત ઉપર છે, અને ગણિતની રૂઢી વીકટ છે. ગણત્રીમાં સહેજ ભૂલ થતાં, ઘણીવાર, ફળાદેશમાં ફેર પડી જાય છે.

પાશ્ચાત્ય રૂઢીને અનુસરતું જ્યોતિષ તેને લોકો સાયન જ્યોતિષ કહે છે. આ પદ્ધતિનાં પુસ્તકો અંગ્રેજી ભાષામાં પુષ્કળ છે, પરંતુ તેની કિમ્મત ઘણી હોવાથી સાધારણ લોકોને તે મેળવવાં ઘણું મુશ્કેલ પડે છે, મરાઠી ભાષામાં તો તેનાં અનુકરણો થયેલાં છે, ત્યારે તેમાં ભાષાની અગવડ પડે છે. ગુજરાતી ભાષામાં બે પુસ્તકો છે. તે નવા,

શીખનારને મદદગાર થઇ પડતાં નથી, તેથી નવા શીખાઉ બંધુઓને શીખવાનું સરળ થઇ પડે તેજ હેતુથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. પુસ્તકનું કદ વધી ન જાય અને કામ સરે તેવા રૂપમાં, ટુંકાણમાં પણ સરળ રીતે સર્વ ગ્રંથોના દોહનરૂપે આ નાનકડું માર્ગદર્શક પુસ્તક લખવામાં આવ્યું.

પશ્ચિમની રૂઢીજ સારી છે, અને આપણી પદ્ધતિ સારી નથી યાતો ખોટી છે એમ કહેવું એ તો ભૂલ ભરેલું છે. પરંતુ એટલું તો ખરૂં કે, આપણે આપણા શાસ્ત્રને સુધારી શકતા નથી, અને તેમાં જે ન્યૂનાધિકતા માલમ પડે તેમાં અન્યનું જે સારૂં હોય, તે ગ્રહણ કરતા નથી. જોન બુલની માફક મારૂંજ સારૂં છે એમ દરેક માને છે. માત્ર શ્લોકો મુખપાઠ કરી ગયા એટલે પૂરૂં જ્ઞાન થઇ ગયું એમ માની બેઠા. કામ પૂરતું શીખ્યા એટલે બધુંજ સમજી ગયા એમ ધાર્યું. જ્ઞાનમાં વધારો કરવાની દરકાર રાખી નહીં, અને જેમ ફાવ્યું તેમ ફલાદેશ કહેવા માંડયું. ફલાદેશ મળતું ન આવ્યું એટલે લોકની શ્રદ્ધા ઉડી ગઇ અને જ્યોતિષશાસ્ત્ર હંબગ મનાયું; પરંતુ આપણું-હિંદી જ્યોતિષશાસ્ત્ર ખરૂં છે-સત્ય છે-સચોટ છે, પરંતુ જોનારા ઓછા છે. તેથીજ પાશ્ચિમાત્ય રૂઢી ઉપર લોકશ્રદ્ધા બેસતી ગઇ-તેનો પ્રચાર દીનપર દીન વધતો ગયો-જાય છે.

આ નાનકડું પુસ્તક જ્યોતિષના વિદ્યાર્થીઓને અને સાયન પદ્ધતિ જાણનારાઓને ઘણું ઉપયોગી થઇ પડશે. એમાં અધ્યાયો પાઠ રૂપે આપ્યા છે; એટલે વિદ્યાર્થીઓને શરૂઆત કેમ કરવી, અને આગળ કેમ વધવું એ જરૂર સમજાશે. પ્રથમ તો ગ્રહો ને રાશિઓનાં ચિહ્નો ઓળખવાં, રાશિઓ શું છે તે, રાશિઓના ગુણદોષ, મનુષ્ય સ્વભાવ, ગ્રહો ઉપરથી મનુષ્યની સ્થિતિ-આકાર વગેરે, કુંડળી કેમ મૂકવી, ગ્રહો કેમ માંડવા, ગ્રહોનું ગણિત, રાશિઓ અને ગ્રહોની સમજણ, તેમનો એક બીજા સાથે સંબંધ, કુંડળી કેમ જોવી, ફળાદેશ કહેતા પહેલાં બાળકના આયુષ્યના સંબંધમાં કેટલીક જાણવા જોગ

ખાસ હકીકતો, વગેરે સરળ રીતે સમજાવવા પ્રયત્ન કર્યો છે. તે સાથે દરેક માસનો તારીખવાર સૂર્યોદય અને સૂર્યાસ્તનો સમય, જે જન્મ લગ્ન સાધવા માટે ખાસ ઉપયોગી છે તે આપ્યો છે. જન્મકુંડળી કાઢવા માટે નાક્ષત્ર કાળ અને લગ્ન પતરૂં પણ આપેલું છે. વધારામાં હિંદનાં મોટા શહેરોનાં અક્ષાંશ રેખાંશ આપ્યા છે, જેથી જન્મ કુંડળી માટે જન્મસ્થળનું કયું લગ્ન પતરૂં કામમાં આવશે તે સમજાશે.

જ્યોતિષના સંબંધમાં આ મારો પ્રથમ પ્રયાસ છે. હું પણ એક વિદ્યાર્થી છું. એટલે આ પુસ્તકમાં ભૂલો પણ હશે. તે કોઇ વિદ્વાન જ્યોતિષબંધુ જણાવશે તો બીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ આવેથી ઉપકાર સાથે સુધારી લઇશ.

આ સ્થળે મારે પ્રોફેસર ચંદુલાલ જેશંગભાઇ દલાલ, જેમણે મને આ બાબતમાં ઘણું જ્ઞાન આપ્યું છે તેમનો, તથા રા. રા. ભાઇ કાન્તિલાલ સાકરલાલ જેમણે મને આ પુસ્તક લખવાને પ્રોત્સાહન આપ્યું છે, એ બંને જ્યોતિષીઓનો ઉપકાર માનવો જરૂરનો છે. અંગ્રેજી તથા ગુજરાતી પુસ્તકોનો મે આ લખવામાં આધાર લીધો છે, ત્યારે તેમના કર્તાઓનો પણ આભાર કેમ ભૂલાય? છેવટમાં ભાઇ-શ્રી ચંદુલાલ સાકરલાલ, જેમણે આ પુસ્તક છપાવવા હિંમત ધરી છે (કેમકે આવાં પુસ્તકો બહુ ખપતાં ન હોવાથી ધૂળ ખાતાં ઉભરાઇ ઉપર રાખી મૂકવાં પડે છે) તેથી તેમના સાહસ માટે ઉપકાર તો જરૂર માનવોજ પડે. જ્યોતિષબંધુઓને આ નાનકડું પુસ્તક પસંદ પડશે તો લખવામાં લીધેલો શ્રમ સફળ થયલોજ માનીશ. કેટલેક સ્થળે પ્રેસ દોષથી કહો કે પ્રુફ જોનારની ભૂલ કહો પણ અધ્યાયોના આંકડામાં ભૂલો થઇ છે તે સુધારી લેવા કૃપા કરવી.

| | |
|---|---|
| લુણસાવાડા ચોકી પાસે<br>ધંતુરા પોળ—અમદાવાદ<br>૧–૮–૨૯ | લ. ગો. પટેલ. |

१४८३०

# સાયન
# જ્યોતિષ માર્ગોપદેશિકા.

## પ્રથમ ભાગ

### અધ્યાય ૧ લો.

### ગ્રહો, રાશિઓ અને દૃષ્ટિઓનાં ચિહ્નો.

### The Symbols of Planets, Signs and Aspects.

સાયન જ્યોતિષનો અભ્યાસ કરતા પહેલાં, તેમાં આવતાં ચિહ્નો સમજવાની ખાસ જરૂર છે. માટે પ્રથમ તે ચિહ્નો ઓળખવાં, સમજવાં અને પછી તેનો અનુભવ કરવો.

ગ્રહોની સંખ્યા અગિઆર છેઃ-સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, હર્ષલ, નેપચ્યુન, રાહુ અને કેતુ. આપણા દેશી જ્યોતિષમાં નવ જ ગ્રહો ઉપયોગમાં લેવાય છે: પશ્ચિમના વિદ્વાનો પણ નવજ ગ્રહો ઉપયોગમાં લેતા, પરંતુ હર્ષલ અને નેપચ્યુન એ બે ગ્રહોની શોધ થયા પછી તે બે ગ્રહો ઉપયોગમાં લેવાતા થયા છે. આવા બે ગ્રહો-ઇંદ્ર અને વરૂણ-આપણા દેશી જ્યોતિષમાં પણ પહેલાં વપરાતા એવું કહેવામાં આવે છે, પરંતુ હાલમાં તેનો ઉપયોગ જણાતો નથી. આ બે ગ્રહો હર્ષલ અને નેપચ્યુનની ગરજ સારતા.

**ગ્રહોનાં ચિહ્નો:**—સૂર્ય, र, ☉; ચંદ્ર, चं, ☽, મંગળ, मं, ♂; બુધ, बु ☿; ગુરૂ, गु वृ ♃: શુક્ર, शु ♀; શનિ, श ♄, હર્ષલ, ♅, નેપચ્યુન ♆, રાહુ, रा, ☊, કેતુ के ☋.

ઉપર પ્રમાણેનાં ગ્રહોનાં ચિહ્નો ખાસ સમજી યાદ રાખવાની જરૂર છે, કેમકે દરેક સાયન જ્યોતિષમાં આવાં ચિહ્નો વપરાયલાં

જણાશે, અને એફીમરીઝ (અંગ્રેજી પંચાંગો) માં તો આજ ચિહ્નો વપરાય છે.

## રાશિઓ-*Zodiacal signs.*

રાશિઓને અંગ્રેજીમાં Zodiacal signs (ઝોડિયેકલ સાઇન્સ) કહે છે. આખા ખ મંડળના ૩૬૦ અંશ ગણી તેના બાર ભાગ કરેલા છે. દરેક ભાગને રાશિ કહે છે, અને તે દરેક રાશિ ૩૦° ની હોય છે. ખ મંડળના ૩૬૦ અંશ પ્રાચીન ઋષિમુનિઓએ ગણેલાનું કારણ એ જણાય છે કે, સૌર્યવર્ષ ૩૬૫ દિવસનું હોય છે અને ચાંદ્રવર્ષ ૩૫૫ દિવસનું છે, તે ઉપરથી સરાસરી ૩૬૦ અંશ કલ્પેલા હોય એમ જણાય છે.

આવી પ્રત્યેક રાશિને જુદા જુદા નામથી ઓળખવામાં આવે છે. રાશિનાં નામ—મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન.

રાશિ ચિહ્ન—♈, ♉, ♊, ♋, ♌, ♍, ♎, ♏, ♐, ♑, ♒, ♓,

આકાશમાં નિરીક્ષણ કરવાથી તારાઓનો સમૂહ ઉપર જણાવેલાં ચિહ્નોના આકારમાં લગભગ આવેલો જણાશે. જેથી એ પ્રમાણે જોવાથી રાશિઓ લગભગ ઓળખાશે.

## દૃષ્ટિઓ-Aspects.

દૃષ્ટિઓ એ આપણા દેશી જ્યોતિષમાં પણ હોય છે. દૃષ્ટિઓની બે જાત છે. ( ૧ ) અંગ્રેજીમાં જેને Planetary Mutual Aspects ( પ્લેનેટરી મ્યુંચ્યુઅલ એસપેક્ટસ ) એટલે ગ્રહોની પરસ્પર દૃષ્ટિ અથવા ગ્રહોપરિગ્રહ દૃષ્ટિ કહે છે. અને (૨) Mundane Aspect એટલે સ્થાન પરત્વે સ્થાન દૃષ્ટિ, અથવા, ભાવો પરિભાવ દૃષ્ટિ. આ બે દૃષ્ટિઓ પૈકી પહેલી માટે પશ્ચિમના જ્યોતિષી વિદ્વાનોએ દૃષ્ટિઓને સમજાવવા ટુંકાણમાં સંજ્ઞાઓ આપી છે.

ગ્રહ દૃષ્ટિ, એટલે એક ગ્રહનું બીજા ગ્રહ વચ્ચેનું જે અંતર તે. આ અંતર વધારેમાં વધારે ૧૮૦ અંશ અથવા ડીગ્રી હોય છે. જે અંતર હોય તે રાશીમાં ન ગણતાં તેના અંશ ગણીને કાઢવું.*

આવી દ્રષ્ટિઓ બે પ્રકારની છે. (૧) પ્રધાન દ્રષ્ટિ (Major Aspects) અને (૨) ગૌણુ દ્રષ્ટિ (Minor Aspects).

દ્રષ્ટિઓની સંજ્ઞાઓ અને તેની ગણત્રી નિચે મુજબ છે:—

**(૧) પ્રધાન દૃષ્ટિ—**

| | | | |
|---|---|---|---|
| સંયોગ (યુતિ) | ☌ | Conjunction (કંજંકશન) | અંતર ૦° |
| ગાઢ સંયોગ | ☌ | Close Conjunction. | તદ્દન નજીક. |
| ષડંશ | ✳ | Sextile (સેકસટાઇલ) | અંતર ૬૦° |
| કેન્દ્ર | □ | Sqare (સ્કવેર) | " ૯૦° |
| ત્રિકોણુ | △ | Trine (ટ્રાઇન) | " ૧૨૦° |
| પ્રતિયોગ | ☍ | Opposition (ઓપોઝીશન) | " ૧૮૦° |

(૨) ગૌણુ દૃષ્ટિ—

| | | | |
|---|---|---|---|
| દ્વાદશમાંશ | ⊻ | Semi-Sextile (સેમી-સેકસટાઇલ). | અંતર ૩૦° |
| અર્ધ કેન્દ્ર | ∠ | Semi-Square (સેમી-સ્કવેર) | " ૪૫° |
| પંચમાંશ | Q | Quintile (કવીનટાઇલ) | " ૭૨° |
| સાર્ધ કેન્દ્ર | ⚼ | Sesquiquadrate (સેસકવી કવોડ્રેટ) | " ૧૩૫° |
| દ્વિત્વ પંચમાંશ | ± | Biquintile (બાઇકવીનટાઇલ) | " ૧૪૪° |
| — | ⊼ | Quincunx (કવીનકન્ક્સ) | " ૧૫૦° |
| સમક્રાંતિ | P | Parallel of Declination | |

આ સિવાય ૧૮°, ૩૬°, ·૧૦૮°, ના અંતરે પણુ નાની દ્રષ્ટિઓ થાય છે. દ્રષ્ટિઓના ગુણુ દોષ ને સ્વભાવ માટે આગલા પ્રકરણુમાં જોવું. પ્રથમ તો તેમની સંજ્ઞાઓ ઓળખવાની અને યાદ રાખવાની ખાસ જરૂર હોય છે.

---

* વધુ ખુલાસા માટે જુઓ "સાયન જ્યોતિષ"

# અધ્યાય ૨ જો.

## દૃષ્ટિઓના ગુણદોષ.

કોઇપણ ગ્રહની ૩૦° (⊻)ની દૃષ્ટિ હમેશાં સારી હોય છે. (સમફળદાતા)

| | | | | |
|---|---|---|---|---|
| ૪૫° | (∠) | ,, | ખરાબ | ,, |
| ૬૦ | (✳) | ,, | સારી | ,, (શુભસ્નેહા) |
| ૭૨° | (Q) | ,, | થોડી સારી | ,, |
| ૯૦° | (□) | ,, | વધારે ખરાબ | ,, (શુભવૈરા) |
| ૧૨૦ | (△) | ,, | ઘણી સારી | ,, (પ્રત્યક્ષ સ્નેહા) |
| ૧૩૫° | (⚼) | ,, | થોડી ખરાબ | ,, |
| ૧૪૪° | (±) | ,, | ૭૨° જેવી, | |
| ૧૫૦° | (⊼) | ,, | થોડી ખરાબ. (સમફળદાતા) | |
| ૧૮૦° | (☍) | ,, | ઘણી ખરાબ (ગાઢ વૈરા) | |
| | P | | યુતિના સ્વભાવ જેવી. ગ્રહના પ્રમાણમાં શુભ કે અશુભ. | |
| | ☌ | | ખરાબ. | |

**કંજંકશનઃ**–એટલે બે ગ્રહોનો સમાગમ અથવા યુતિ. જ્યારે એક ગ્રહ બીજા ગ્રહની વર્તુલની હદમાં આવે છે ત્યારે, તેમનો સમાગમ થાય છે. આવો સમાગમ જો સારા ગ્રહોનો હોય છે, તો ઘણું સારૂં ફળ આપે છે, અને ખરાબ ગ્રહોનો સંયોગ હોય છે તો ખરાબ ફળ આપે છે. કંજંકશનો મુખ્યત્વે કરીને નેષ્ટ ફળ આપે છે, અને સારાં ફળ આપનારાં કંજંકશનો તો થોડાંજ છે.

**નિચે જણાવેલાં ☌ (કંજંકશન) સારાં ગણાય છે.**

♃ ☌ ♅, ♆, ♄, ☉, ♀, ☿ અથવા ☽.

♀ ☌ ☿ અથવા ☽

☿ ☌ ☽

બાકીનાં કંજંકશન થોડા કે વધુ પ્રમાણમાં ખરાબ છે. આ માટે "**દ્રષ્ટિઓની અસરો**" એ પ્રકરણમાં ખુલાસાવાર જણાવ્યું છે.

**પેરેલલ**–ક્રાંતિમાં એક ગ્રહ, બીજા ગ્રહની ક્રાંતિના અંશથી સીધી લીટીમાં વિષુવવૃત્તની ઉત્તર કે દક્ષિણમાં એક અંશના અંતર સુધીમાં હોય એટલે એક સરખી ડીગ્રીની લેટીટયુડમાં આવે તો તે બે ગ્રહ પરેલેલ ( P. સમક્રાંતિમાં ) કહેવાય છે; અને તેનું ફળ સંયોગફળ (☌) ના જેવુંજ હોય છે.

દૃષ્ટિના ભેદ ત્રણ છે–મિત્ર દૃષ્ટિ, સમદૃષ્ટિ અને શત્રુદૃષ્ટિ.

મિત્રદૃષ્ટિ સ્થાન...૩–૫–૯–૧૧

સમદૃષ્ટિ સ્થાન...૨–૬–૮–૧૨

શત્રુદૃષ્ટિ સ્થાન...૧–૪–૭–૧૦

જે ગ્રહો ૧૨૦° અંશને છેટે રહી દૃષ્ટિ કરતા હોય એટલે ત્રીજા, પાંચમા, નવમા કે અગિઆરમા સ્થાનમાં હોય તો તે પરસ્પર મિત્ર કહેવાય છે, અને તે બળવાન શુભદૃષ્ટિ ઉત્પન્ન કરે છે. આવી દૃષ્ટિ સર્વ કાર્ય સાધનાર, સંપત્તિ બક્ષનાર અને ઘણું સુખ આપનારી મનાય છે.

જે ગ્રહો ૬૦ અંશથી દૃષ્ટિ કરતા હોય તેને મિત્ર દૃષ્ટિ કહે છે.

જે ગ્રહો ૯૦ અંશથી દૃષ્ટિ કરતા હોય તેને શત્રુ દૃષ્ટિ કહે છે.

જે ગ્રહો ૧૮૦ અંશથી દૃષ્ટિ કરતા હોય તેને સંપૂર્ણ શત્રુદૃષ્ટિ કહે છે; આ દૃષ્ટિ ઘણીજ ખરાબ ગણાય છે.

દૃષ્ટિઓ જોવાની મુખ્ય ત્રણ રીતો છે. (૧) સંપૂર્ણ (Exact) (૨) ઉપક્રમણ (Applying). ૩. નિષ્ક્રમણ (Separating).

૧. દૃષ્ટિ કરનાર ગ્રહ અને જેના ઉપર દૃષ્ટિ થતી હોય તે ગ્રહ, અથવા, દૃષ્ટિ થતું અને થનારૂં સ્થાન એ બે વચ્ચે ઉપર જણાવ્યા પ્રમાણેના અંશોનું બરોબર અંતર હોય તો તે સંપૂર્ણ દૃષ્ટિ કહેવાય છે.

(૨) એક ગ્રહ બીજા ગ્રહ સાથે દૃષ્ટિ કરવાની શરૂ કરી સંપૂર્ણ દૃષ્ટિ થતા સુધી આગળ વધતો જાય તો તેને એપ્લાઇંગ એસપેક્ટ (ઉપક્રમણ દૃષ્ટિ) કહે છે.

(૩) એપ્લાઇંગ ગ્રહ બીજા ગ્રહ સાથે સંપૂર્ણ દૃષ્ટિ કરીને એટલે કંજંકશન કર્યા પછી ત્યાંથી આગળ વધતો જાય ત્યારે, તેને સેપરેટીંગ એસપેક્ટ એટલે નિષ્ક્રમણ દૃષ્ટિ કહે છે.

## —દૃષ્ટિઓ જોવાની રીત.—

દ્રષ્ટિઓ ત્રણ રીતે જોવાય છે. (૧) ભાવ દૃષ્ટિ (૨) ગ્રહ દૃષ્ટિ (૩) ગ્રહભાવ દૃષ્ટિ.

(૧) ભાવ દૃષ્ટિ–એક સ્થાન બીજા સ્થાન પ્રત્યે જે દૃષ્ટિ કરે છે તેને ભાવ દૃષ્ટિ (Mundane aspect) કહે છે.

(૨) ગ્રહ દૃષ્ટિ–એક ગ્રહ બીજા ગ્રહ પ્રત્યે જે દૃષ્ટિ કરે છે તેને ગ્રહ દૃષ્ટિ (Planetary mutual aspect) કહે છે.

(૩) ગ્રહ ભાવ દૃષ્ટિ–એક ગ્રહ એક ભાવમાં હોઇ બીજા ભાવ ઉપર જે દૃષ્ટિ કરે છે તે, ગ્રહ ભાવ દૃષ્ટિ (Planetary aspect to a House) કહેવાય છે.

એક ગ્રહ કે એક ભાવનું બીજા ગ્રહ કે બીજા ભાવ વચ્ચેના અંશોનું જે અંતર, તેને દૃષ્ટિ કહે છે. આનું અંતર વધારેમાં વધારે ૧૮૦° હોય છે, અને તે ઉતરતું ઉતરતું થઇ ૦° ઉપર આવે છે. આખા ભચક્રને ૩૬૦° વહેંચી તેના અક્ષાંસ પરત્વે ઓછાવત્તા પ્રમાણમાં બાર ભાગ કર્યા છે. તે દરેક ભાગને ભાવ–સ્થાન–ઘર (House) કહે છે. દરેક સ્થાન અથવા ભાવ લગભગ ૩૦ ના અંતરે હોય છે. અને દરેક સ્થાન પહેલું, બીજું, ત્રીજું, એમ બાર સુધી ઓળખાય છે. તે પ્રત્યેક ભાવમાં એક એક પ્રબળ રાશિ છે. તેનાં નામ નીચે મુજબ છે.

મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ, અને મીન. અંગ્રેજીમાં તેને Aries (એરિસ), Taurus (ટૅારસ), Gemini (જેમિનિ), Cancer (કેન્સર), Leo (લીઓ), Virgo

(વર્ગો), Libra (લિબ્રા), Scorpio (સ્કોરપિઓ), Sagitarius (સેજિટેરિયસ), Capricorn (કેપ્રિકૉર્ન), Aquarius (એકવેરીયસ), અને Pisces (પીસીઝ) કહે છે, અને તે દરેકની નીચે પ્રમાણે સંજ્ઞાઓ છે.
♈, ♉, ♊, ♋, ♌, ♍, ♎, ♏, ♐, ♑, ♒, ♓.

દરેક રાશિ એક બીજાથી લગભગ ૩૦ અંશના અંતર ઉપર હોય છે, એટલે મેષ (♈) અને વૃષભ (♉) વચ્ચે ૩૦ અંશનું અંતર છે. તેમ વૃષભ (♉) અને મિથુન (♊) વચ્ચે ૩૦°નુંઅંતર છે. એ પ્રમાણે દરેક રાશિનું અંતર સમજી લેવું. તેવીજ રીતે ♈ અને ♊ વચ્ચે ૬૦° અંતર અને ♈ અને ♌ (સિંહ) વચ્ચે ૧૨૦ અંશનું અંતર સમજવું.

ગ્રહોની બાબત પણ તેમજ સમજવી. કંજંકશન (☌)યુતિ એટલે જ્યારે બે કે વધારે ગ્રહો એકજ રાશી અને સ્થાનમાં હોય, અને તે જેમ થોડા અંતર ઉપર અને પાસે પાસે હોય, તેમ તેમની દષ્ટિ જોરાવર હોય છે. એક ગ્રહ બીજા ગ્રહ સાથે યુતિ કરવા જતાં, તેની જે દષ્ટિ હોય છે તે, યુતિ કર્યા પછીથી અમુક અંશ સુધી તેની દષ્ટિ વધારે બળવાન હોય છે. દાખલા તરીકે ધારો કે–ગુરૂ (♃) વૃષભના ૬ અંશે છે, અને સૂર્ય (☉) મેષના ૨૮ છે. હવે મેષના ૨૮° અને વૃષભના ૬° વચ્ચે ૮° અંશનું અંતર છે. તેથી સૂર્ય ગુરૂ સાથે યુતિ કરવા આવે છે. આ સમયે જે અસર થશે તેના કરતાં, સૂર્ય ગુરૂ સાથે યુતિ કર્યા પછી છૂટો પડીને આગળ વધતાં અમુક અંશ જશે ત્યાં સુધી તેની અસર લંબાવતો જશે. (દિપ્તાંશ માટે જુઓ અધ્યાય ૩.)

ચંદ્ર ગ્રહની ગતિ, બીજા બધા ગ્રહોની ગતિ કરતાં ઉતાવળી હોવાથી દરેક ગ્રહોની સાથે તે યુતિ કરે છે. બુધ એ શુક્ર, સૂર્ય, મંગળ, ગુરૂ, શનિ, હર્ષલ અને નેપચ્યુન સાથે દષ્ટિ કરે છે. શુક્ર એ સૂર્ય, મંગળ ગુરૂ, શનિ, હર્ષલ અને નેપચ્યુન સાથે દષ્ટિ કરે છે. સૂર્ય એ મંગળ, ગુરૂ, શનિ, હર્ષલ, અને નેપચ્યુન સાથે દષ્ટિ કરે છે. મંગળ એ ગુરૂ શનિ, હર્ષલ અને નેપચ્યુન સાથે દષ્ટિ કરે છે. ગુરૂ એ શનિ, હર્ષલ, અને નેપચ્યુન સાથે દષ્ટિ કરે છે. શનિ એ હર્ષલ અને નેપચ્યુન

સાથે દૃષ્ટિ કરે છે. **હર્ષલ** નેપચ્યુન સાથે દૃષ્ટિ કરે છે. પરંતુ **નેપચ્યુન** તો ગતિમાં ઘણોજ ધીમો હોવાથી કોઇની પણ સાથે દૃષ્ટિ કરતો નથી. જો કોઇ ગ્રહ નજીકમાં હોય અને તે વક્રી થતો હોય તોજ તે પાછા ફરતા ગ્રહ સાથે યુતિ કરે છે.

યુતિ પછી, બીજી દૃષ્ટિ ૩૦ અંશની છે એટલે એક સ્થાન ફેરની છે. તેને સેમીસેક્સટાઇલ ⊻ કહે છે, શનિ ૯° ધનનો હોય અને ગુરૂ ૯° મકરનો હોય તો તે બે વચ્ચેની દૃષ્ટિ ૩૦° અંશની કહેવાય છે.

ત્રીજી દૃષ્ટિ ૪૫° ની, એટલે ૧॥ સ્થાન ફેરની હોય છે, તેને સેમિ-સ્કવેર ∠ કહે છે. શનિ ૯° ધનનો અને ગુરૂ ૨૪° મકરનો હોય તો, તે બે વચ્ચેની દૃષ્ટિ ૪૫° ની કહેવાય છે.

ચોથી દૃષ્ટિ ૬૦° ની, એટલે બે સ્થાન ફેરની છે, તેને સેક્સટા-ઇલ ✳ કહે છે. શનિ ધન ના ૯° અને ગુરૂ કુંભ રાશિ ના ૯° હોય તો, તે બે વચ્ચેનો દૃષ્ટિ ૬૦° ની કહેવાય.

પાંચમી દૃષ્ટિ ૭૨° ની એટલે આખા ભચક્રનો પાંચમો ભાગ હોય છે, તેને કવીનટાઇલ Q કહે છે. શનિ ૯° ધનનો અને ગુરૂ કુંભના ૨૧° હોય તો, તે બે વચ્ચેની દૃષ્ટિ ૭૨° ની કહેવાય.

છઠ્ઠી દૃષ્ટિ ૯૦° ની, એટલે ત્રણ સ્થાન ફેરની હોય તો તેને સ્કવેર □ કહે છે. ગુરૂ વૃષભના ૬° હોય અને શુક્ર સિંહના ૬° હોય તો તે વચ્ચેની દૃષ્ટિ ૯૦° કહેવાય. એને શત્રુદૃષ્ટિ અથવા કેન્દ્રદૃષ્ટિ પણ કહે છે.

સાતમી દૃષ્ટિ ૧૨૦° ની. એટલે ચાર સ્થાન ફેરની હોય તો તેને ટ્રાઇન △ કહે છે. ગુરૂ વૃષભ ૬° હોય અને શુક્ર કન્યા ૬° હોય તો તે વચ્ચેની દૃષ્ટિ ૧૨૦° કહેવાય. એને મિત્ર દૃષ્ટિ અથવા ત્રિકોણ દૃષ્ટિ પણ કહે છે.

આઠમી દૃષ્ટિ ૧૩૫° ની, એટલે સાડાચાર સ્થાન ફેરની હોય તો તેને સેસક્વીક્વેડરેટ ⚼ કહે છે. ગુરૂ મેષ ૬° હોય અને શનિ સિંહ ૨૧° હોય તો તે બે વચ્ચેની દૃષ્ટિ ૧૩૫° ની કહેવાય.

નવમી દૃષ્ટિ ૧૪૪°ની છે. એને બાઇક્વીન્ટાઇલ ± કહે છે. ગુરૂ વૃષભ ૬° હોય અને શુક્ર કન્યાના છેલ્લા અંશમાં હોય તો તે બે વચ્ચેની દૃષ્ટિ ૧૪૪° કહેવાય; તેમ એક ગ્રહ, કર્કના ૧૪° હોય ને બીજા ગ્રહ ધનના ૮° હોય તો તે બે વચ્ચે પણ ૧૪૪° થાય.

દસમી દૃષ્ટિ ૧૫૦° ની છે. એને ક્વીનકન્કસ ⊼ કહે છે.

અગિઆરમી દૃષ્ટિ ૧૮૦° એટલે ૬ સ્થાન ફેરની દૃષ્ટિ છે, એને ઓપોઝીશન ☍ કહે છે; એ પ્રતિયોગ દૃષ્ટિ પણ કહેવાય છે.

બારમી દૃષ્ટિ પેરેલેલ P છે. જ્યારે ડેકલીનેશનમાં સરખા હોઇ વિષુવવૃત (Equator) ની ઉપર (ઉત્તર) કે નીચે (દક્ષિણ) કોઇ ગ્રહ હોય તો તે બે વચ્ચેની દૃષ્ટિને પેરેલેલ કહે છે.

ઉપર પ્રમાણે ∠, □, ☍, એ ત્રણ મુખ્ય શત્રુદૃષ્ટિ છે. અને ✳, △, એ બે મુખ્ય મિત્રદૃષ્ટિ છે: અને બીજી સાધારણ અથવા ગૌણ દૃષ્ટિઓ છે.

---

## અધ્યાય ૩ જો.

---

### દીપ્તાંશા અથવા ઓરા (Orbs)

એક ગ્રહની બીજા ગ્રહ ઉપર જે અસર થાય છે તે, કેટલા અંશ દૂરથી થાય છે, અને કેટલા અંશ સુધી પહોંચે છે તે ખાસ જાણવું જોઇએ. એ અંશોના અંતરને ઓરા અથવા દીપ્તાંશા (Orbs) કહે છે. આવી અંતરની ગણત્રી રાશિના અંશ ઉપરથી નહીં પણ, ગ્રહના અંશબળ અથવા ડીગ્રી ઉપર આધાર રાખે છે. દરેક ગ્રહના કંજંક્શન માટેની તેની લાઇટ તથા વર્તુલ જુદાં જુદાં હોય છે. આવા આ વર્તુલનો પ્રકાશ તેજ ઓર્બ્સ કહેવાય છે. દૃષ્ટિમાં પ્રવેશ કરતી વખતે ગ્રહોની ઓરા નાની હોય છે, અને યુતિ કરી છુટા પડતી વખતે ગ્રહોની ઓરા મોટી હોય છે, તેથી દરેક ગ્રહ કેટલા અંશ પહેલાંથી દૃષ્ટિની શરૂઆત કરે છે. ને કેટલા અંશ સુધી યુતિ પછીથી દૃષ્ટિ લંબાય છે તે જાણવું જોઇએ.

જ્યારે એક ગ્રહ એપ્લાઇ કરતો હોય એટલે બીજા ગ્રહ તરફ દૃષ્ટિ કરવા જતો હોય ત્યારે, તે વખતનું જે અંતર હોય છે તેના કરતાં તેજ ગ્રહ જ્યારે બીજા ગ્રહ સાથે યુતિ કરીને છુટો પડવા ( Separating ) જાય છે ત્યારે વધારે અંતર સુધી તેની અસર કરતો જાય છે, એટલે છુટો પડતો ગ્રહ અમુક અંશના અંતર સુધી પોતાની અસરને લંબાવતો જાય છે.

હર્ષલ, શનિ, ગુરૂ, શુક્ર, મંગળ અને બુધ એ ગ્રહોની અસર એપ્લાઇંગ કરતાં ૬° હોય છે. એટલે ૬° દૂરથી પોતાની અસર જે ગ્રહ તરફ તે જાય છે, તેના ઉપર વધારતા જાય છે, અને યુતિ કરીને ખસતાં ૮° અંશ સુધી પોતાની અસર લંબાવતા જાય છે. એપ્લાઇંગને ઉપક્રમણ અને સેપરેટીંગને નિષ્ક્રમણ કહે છે.

ધારો કે ગુરૂ સાથે શુક્ર કંજંકશન (યુતિ) કરવા આવે છે, તો જ્યારે શુક્ર ગુરૂથી ૬° દૂર હોય ત્યારથી શુક્રની અસર ગુરૂ ઉપર થવા માંડે છે, અને શુક્ર ૮° દૂર જાય ત્યાંસુધી તેની અસર રહે છે, એટલે જે અંશથી શુક્ર અસર કરતો થાય, ત્યાંથી ૧૪° ચાલી જાય ત્યાંસુધી, પોતાની અસર ગુરૂને કરતો જાય છે. એ પ્રમાણે દરેક ગ્રહનું સમજવું.

સૂર્ય અને ચંદ્રની ઓરા લાંબી છે. એટલે સૂર્યની એપ્લાઇંગ વખતે ૧૨° અને સેપરેટીંગ વખતે ૧૭° ની ઓરા છે. ચંદ્રની એપ્લાઇંગ વખતે ૮° અને સેપરેટીંગ વખતે ૧૨° ની છે. આ ઓરાઓ ☌, ✳, □, △, અને ☍ વખતે એટલે પ્રધાન દૃષ્ટિ (Major Aspects) વખતે થાય છે.

ગૌણદૃષ્ટિઓ (Minor Aspects) એટલે ⊻, Q, ±, ∠, ⚼, માં એપ્લાઇંગ વખતે સૂર્ય ૪° થી અને ચંદ્ર ૩° થી અસર કરવા માંડે છે. અને સેપરેટીંગ વખતે સૂર્ય ૫°, અને ચંદ્ર ૪° અંશ સુધી અસર લંબાવે છે.

બીજા ગ્રહો એપ્લાઇંગ વખતે ૨° થી અને સેપરેટીંગ વખતે ૩° સુધી અસર કરે છે, અને ⚹ અને ☌ ની દૃષ્ટિઓ વખતે એપ્લાઇંગ વખતે ૩° થી અને સેપરેટીંગ વખતે ૪° સુધી અસર કરે છે. અને સૂર્ય ચંદ્ર માટે એક એક અંશ વધારે ગણાય છે.

પેરેલેલમાં ૨° બંને બાજુ વખતે લેવાય છે. ગુરૂની ડેકલીનેશન N ૬° હોય અને સૂર્યની ડેકલીનેશન S ૪° હોય તો, તે બંનેનું ♃ P ☉ પેરેલેલ ગણું છું.

ભાવ–સ્થાન–ઘર, ભુવન (Houses) ને પણ એવી ઓરા છે. એ ભુવનોના કસ (Cusp) નું અંતર કાઢવું, અને તેને ૩ થી ભાગવા. જે આવે તે ભુવનની ઓરા સમજવી. જેમકે:–લગ્ન ભુવન ♒ ૪°૫૪ છે. અને બીજું ભુવન ♓ ૧૨° છે. તો તે બે ભુવન વચ્ચેનું અંતર ૩૭° થયું, તેને ૩ થી ભાગતાં ૧૨°૨૦ આવ્યું. હવે જે ગ્રહ બીજા ભુવનમાં હોય તેની અસર બીજા ભુવનના કસ ઉપરાંત ૧૨°.૨૦ અંશ સુધી પહેલા ભુવન ઉપર રહે છે એમ સમજવું.

---

## અધ્યાય ૪ થો.

---

### રાશિઓ (Signs)

પાછળના અધ્યાયમાં આપણે રાશિઓનાં નામ વાંચી ગયા છીએ. એ રાશિઓના પણ તેમના ગુણ દોષ પ્રમાણે નિચે મુજબ ભેદો પાડવામાં આવ્યા છે.

(૧) પુરૂષ રાશિ (Masculine signs)–એને Positive (પોઝીટીવ) અથવા એકી રાશિ પણ કહે છે, તે નીચે પ્રમાણે.

મેષ, મિથુન, સિંહ, તુલા, ધન, કુંભ.

♈, ♊, ♌, ♎, ♐, ♒.

સ્ત્રી રાશિ (Feminine signs)–એને Negative (નેગેટીવ) અથવા બેકી રાશિ કહે છે, તે નીચે પ્રમાણે.

વૃષભ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર, મીન.

♉, ♋, ♍, ♏, ♑, ♓.

(૨) અગ્નિતત્વ રાશિ (Fiery signs)–મેષ,સિંહ ધન.(♈, ♌, ♐)
પૃથ્વિતત્વ રાશિ (Earthy signs)–વૃષભ, કન્યા, મકર, (♉, ♍. ♑.
વાયુતત્વ રાશિ (Airy signs)–મિથુન, તુલા, કુંભ. (♊ ♎ ♒)
જળતત્વ રાશિ (Watery signs) કર્ક, વૃશ્ચિક, મીન, ♋ ♏ ♓

(૩) લઘુરાશિ (Signs of short Ascension)–મકર, કુંભ, મીન, મેષ, વૃષભ, મિથુન. (♑, ♒, ♓, ♈, ♉, ♊.)
દીર્ઘ રાશિ (Signs of long Ascension)–કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન. (♋, ♌, ♍, ♎, ♏, ♐).

(૪) ઉત્તર તરફની રાશિઓ (Northern signs)–મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા. (♈, ♉, II, ♋, ♌, ♍).
દક્ષિણ તરફની રાશિઓ ( Southern signs ) તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ, મીન. (♎, ♏, ♐, ♑, ♒, ♓.)

(૫) રાશિઓના ગુણ–ચર, સ્થિર અને દ્વિસ્વભાવ.
ચર રાશિ (Moveable signs)–મેષ, કર્ક, તુલા, મકર.
સ્થિર રાશિ (Fixed signs)–વૃષભ, સિંહ, વૃશ્ચિક, કુંભ.
દ્વિસ્વભાવ રાશિ (Common signs)–મિથુન, કન્યા, ધન, મીન.

(૬) રાશિઓનાં સત્તા સ્થાન (Powers of signs).
ચર રાશિઓ, કેન્દ્ર રાશિઓ ( Cardinal signs ) પણ કહેવાય છે. સ્થિર રાશિઓ, પણફર રાશિઓ (Succeedent signs) કહેવાય છે. દ્વિસ્વભાવ રાશિઓ, આપોક્લિમ (Cadent signs) કહેવાય છે.

કાર્ડિનલ રાશિઓમાં (કેન્દ્રમાં) થયેલી દૃષ્ટિ પ્રબળ હોય છે. પણફર રાશિઓની દૃષ્ટિ ઉતરતી હોય છે, અને સૌથી ઉતરતી, અથવા, નરમ દૃષ્ટિ આપોક્લીમ રાશિઓમાં હોય છે.

(૭) ફળરૂપ (Fruitful signs) રાશિઓ–કર્ક વૃશ્ચિક, મીન.
વંધ્ય (Barren signs) રાશિઓ–મિથુન, સિંહ, કન્યા.

(૮) અધ્યાત્મિક (Psychic) રાશિઓ–સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક.
ધાર્મિક (Spiritual) રાશિઓ–ધન, મકર, કુંભ, મીન.
બુદ્ધિવિષયક (Intellectual) રાશિઓ–મેષ, વૃષભ, મિથુન.
ઉત્પાદક (Generative) રાશિઓ–તુલા, વૃશ્ચિક, ધન.
સેવક (Serving) રાશિઓ–મકર, કુંભ, મીન.
દ્વિત્વ શરીરવાળી રાશિઓ (Double bodied) મિથુન, મિન અને ધનનો પ્રથમ ભાગ.

## અધ્યાય ૫ મો.

### બાર ભાવ. (Twelve Houses)

ભચક્રમાં જેમ બાર રાશિઓ છે, તેમજ જન્મભૂમિના અક્ષાંશા પ્રમાણે ઓછાવત્તા પ્રમાણમાં ભચક્રના બાર ભાગ પાડયા છે. એ બાર ભાગને સ્થાન, ભાવ, ભવન કે ઘર (Houses) કહે છે; અને તે પ્રથમ ભાવ (First House), દ્વિતિય ભાવ (Second), તૃત્રીય ભાવ (Third), ચતુર્થ ભાવ(Fourth), પંચમ ભાવ (Fifth), ષષ્ટમ ભાવ (Sixth),સપ્તમ ભાવ (Seventh),અષ્ટમ ભાવ (Eigth),નવમ ભાવ (Ninth), દશમ ભાવ (Tenth), એકાદશમ ભાવ (Eleventh), અને દ્વાદશ ભાવ (Twelth), એમ ઓળખાય છે.

ગ્રહો, જે ભાવમાં આવે છે તે તે ભાવનું ફળ આપે છે. ભાવનું ફળ ભાવના આરંભથીજ ગણાય છે, છતાં ૫° પૂર્વેથી પણ કેટલાક ગણે છે. ભાવના કસની પાસે પડેલા ગ્રહો સંપૂર્ણ ફળ આપે છે. અને દૂરના ગ્રહો તેજ ભાવમાં હોવા છતાં અંતરના પ્રમાણમાં ઓછાવત્તા* ફળદાતા છે.

### ભાવમાં જોવામાં આવતી બાબતો.

**પ્રથમ ભાવ** (First house) કુંડળીવાળા મનુષ્યનો શારીરિક દેખાવ, ચહેરો, ચિહ્ન, તંદુરસ્તી, સુખદુઃખ, કદ, સ્વભાવ,

* વધારે ખુલાસા માટે "સાયન જ્યોતિષ" જુઓ.

ગુણ, અને મનોબલ, પ્રજા, પ્રજાની તંદુરસ્તી, દેશની સ્થિતિ, ઇ૦ જોવાય છે આ ભાવમાં જો કોઇ પાપગ્રહ હોય તો મસ્તક અથવા ચહેરા ઉપર ડાઘ કે ચિહ્ન હોય છે, કારણ કે આ ભાવ શરીરના આ ભાગ ઉપર અસર કરે છે. આ ભાવને લગ્ન ભુવન કે ( Assc-endent) એસેન્ડેન્ટ પણ કહે છે.

**દ્વિતીયભાવ**—( Second house ) એમાં ધન, વ્યાપાર, ધન સંચય, સ્વતંત્રતા, કુટુંબ, લાભ, હાનિ, જમણી આંખ, કાન, સ્ત્રીનું મરણ, કુળ, રેવેન્યુ, બેંકો, વેપારના કામકાજો, શેર સ્ટૉક, ગળુ, ઇ૦ વિષે જોવાય છે.

**તૃતીયભાવ**—(Third house) માં રેલવે તથા પગ રસ્તાની ટુંકીટુંકી મુસાફરી, અભ્યાસ અને કેળવણીથી પ્રાપ્ત થયેલી બુદ્ધિ, લખાણ, કાગળ પત્રો, દસ્તાવેજો, સગાં, ભાઇબહેનો, પાડોશીઓ, ગરદન, ખભા, ફેફસાં, હાથ, બાહુ, ઔષધિ, જમણો કાન, મદદ, રાજાની માંદગી, તાર, ટપાલ, ચોપડીઓ, ન્યુસપેપરો, ઇ૦ વિષે જોવાય છે. આ ભાવમાં આવેલો ગ્રહ મગજ ઉપર પણ અસર કરે છે.

**ચતુર્થભાવ**—(Fourth house) માં પિતાનું સુખ, વારસો અથવા મિલકત, ખેતી, પાક, જમીન ખાણો, સરકારના વિરોધીઓ, ઘર, ખેતર, છેલ્લી માંદગી અને મરણ વખતની સ્થિતિ, છાતી અને હોજરી, ઇ૦ વિષે જોવાય છે. આ સ્થાન આખી કુંડળીમાં ખાસ ઉપયોગી છે.

**પંચમભાવ**—(Fifth house ) માં સંતાન, ગર્ભોદય, સટ્ટો, લોટરી, જુગાર, સાહસકામો, રમતો, ખેલ, નાટકચેટક, નાટકશાળા, તમાશાનાં સ્થાનો, કેળવણી, બાળજન્મ, નિશાળો, નીતિ, વૈભવ, વ્યભિચાર, પહેલું બાળક, બીજો ભાઇ કે બહેન, પ્યાર, હૃદય, પેટ અને વાંસો. ઇ૦ વિષે જોવાય છે.

**ષષ્ઠમભાવ**—( Sixth house) માં માંદગી અને રોગ અને તેનાં કારણો, નોકરી, કારીગર વર્ગ, ચાકરો, નોકરો અને હાથ

નીચેના અથવા ઉતરતી પંક્તિના માણસો, મામામાસીઓ, મોસાળપક્ષ, ભાડુતો, એજન્ટો, લશ્કરો, લડાઇનાં વહાણો, ચોર, પેટ, આંતરડાં અને અંડ, ઇત્યાદિ વિષે જોવાય છે.

**સપ્તમભાવ**—(Seventh house) માં વિવાહ-લગ્ન, વર અથવા વહુ, જાહેર શત્રુઓ ( open enemies), દાવાઓ અને તકરારો, ભાગીદારો (partners of any kind), સગાં સિવાયના માણસોનો સંબંધ; મનુષ્યનો સ્વભાવ અને ચાલચલગત, પેઢુ અને કમ્મર, બીજું છોકરૂં, ત્રીજો ભાઇ કે બહેન, શેર કે સટ્ટાની દલાલી, લાંબી મુસાફરી, ઇ૦ વિષે જોવાય છે.

**અષ્ટમભાવ**—(Eighth house) માં મૃત્યુ, તેનું કારણ અને જગો અને અવસ્થા, મરનારની મીલકત, વીલ, ટ્રસ્ટ, વારસો, ભાગીદારની મીલકત, સ્ત્રીની મીલકત અને વારસો, ગુહ્ય ભાગ ( જનેન્દ્રિય ) સંબંધી; આપઘાત, ઝેર, પહેલા ભાઇ કે બહેનની માંદગી, સ્વપ્ન, શાસ્ત્ર અને યોગાભ્યાસ, ઇ૦ વિષે જોવાય છે.

**નવમભાવ**—(Ninth house) માં લાંબી મુસાફરી, યાત્રા, દરિયાઇ સફર, ધર્મ તરફનું વલણ, અધ્યાત્મિકજ્ઞાન, સ્વપ્ન વિચાર, ત્રીજું છોકરૂં, સાળો, સાળી, બાપની માંદગી, વર અને વહુનાં ભાંડુ, મૂર્તિ કરવાની કળા, છાપકળા-ચોપડીઓ સંબંધી, ઇન્સ્યુરન્સ (વિમો), જાંગ અને નિતંબ, ઇ૦ વિષે જોવાય છે.

**દશમભાવ**—(Tenth house) માં માતા વિષે, ધંધો ને ચાકરી, ધંધો કરવાની શક્તિ, માન, રાજ્યલાભ, સત્તા, કીર્તિ, રાજ્ય, રાજા અમીર, સસરા, પહેલા ભાઇ કે બહેનનું મરણ, પહેલા છોકરાની માંદગી, ચોર ને ચોરેલી ચીજ, ઢીંચણ અને તેનો પાછલો ભાગ, ઇ૦ વિષે જોવાય છે. આ સ્થાન પણ ખાસ ઉપયોગી છે.

**એકાદશભાવ** ( Eleventh house ) માં મુરબ્બીઓ, મિત્રો, મિત્રોદ્વારા લાભ-હાનિ, આશાઓ અને ઇચ્છાઓ, સલાહકારો, માતાનું ધન, માન, અપમાન, બાપનું મરણ, છોકરાની વહુ અથવા છોકરીનો

વર, પગના નળા અને ઘુંટી, ડાબો કાન, ચોથું સંતાન, પાંચમો ભાઇ કે બહેન, સાવકાં છોકરાં, ભાઇ બહેનની મુસાફરી, ઇ૦ વિષે જોવાય છે.

**દ્વાદશ ભાવ**—(Twelfth house) માં છુપા દુશ્મનો (Secret and private enemies) કેદ-દંડ, ઠગાઇ, લુટારા-ચોર ભય, મોટાંપશુ, વ્યય, ડાબીઆંખ, પગનાં તળીયાં અને અંગુઠા, પાછલા ભવનો વારસો અને તેથી થવાનાં સુખ દુઃખ, ગૂઢ વિદ્યા તરફનો શોખ, આફત: અદેખાઇ, આપઘાત, રાજદ્રોહ, ખુન, પુરૂષ કે સ્ત્રીની માંદગી, પહેલા ભાઇ કે બહેનનો ધંધો, ઇ૦ જોવાય છે આ સ્થાન ચોથા સ્થાન સાથે સંબંધ ધરાવે છે.

પહેલું અને દસમું સ્થાન બળવાન ગણાય છે. અગીયારમું, સાતમું અને ચોથું એ સ્થાનો ઉતરતાં છે. તે પછી બીજું, ત્રીજું, નવમું અને બારમું સ્થાન ગણાય છે, અને પાંચમું, છઠ્ઠું અને આઠમું સ્થાન છેક ઉતરતું ગણાય છે.

પહેલું, ત્રીજું અને નવમું સ્થાન બુદ્ધિદાતા ગણાય છે, કેમકે તેમાં આવેલા ગ્રહો મગજ ઉપર સારી અસર કર્તા જણાય છે.

પહેલેથી ત્રીજા ભાવ સુધીના ગ્રહો ધીમે ધીમે વૈભવ આપતા ગણાય છે.

ચારથી છઠ્ઠા ભાવ સુધીના ગ્રહો જીંદગીમાં દુઃખ હાનિ આપતા અને નિવૃત્તિના ગ્રહો છે.

સાતમાથી નવમા ભાવ સુધીના ગ્રહો લગ્ન અને (સહીયારાથી) ભાગીદારીથી મધ્યમાવસ્થામાં સુખી કરે છે.

દસથી બારમા ભાવ સુધીના ગ્રહો વિજય, આબરૂ, લાભ, મિત્ર સહાય, પરાક્રમ ઇ૦ અને ઉત્તરોત્તર ઉચ્ચ સ્થિતિ આપ્યા કરે છે.

પહેલું, ચોથું, સાતમું અને દસમું સ્થાન કેન્દ્ર સ્થાન કહેવાય છે.

બીજું, પાંચમું, આઠમું અને અગિઆરમું સ્થાન એ પણફર ભાવ (succeedant) કહેવાય છે. કેમકે તે સ્થાન કેન્દ્રની પછીનાં સ્થાન છે.

ત્રીજું, છઠ્ઠું, નવમું અને બારમું સ્થાન એ આપોક્લિમ-ભાવ કહેવાય છે, કેમકે તે કેન્દ્રથી છુટાં પડે છે.

સાતમા ભાવથી બારમા ભાવના અંત સુધી દૃશ્ય ગોળાર્ધ (above the earth) કહેવાય છે, અને તેમાં રહેલા ગ્રહો બળવાન ગણાય છે અને મનુષ્ય કીર્તિવંત અને ચાલાક હોય છે.

લગ્નથી છઠ્ઠા ભાવના અંત સુધી, અદૃશ્ય ગોળાર્ધ (below the earth) કહેવાય છે, અને તેમાં આવેલા ગ્રહો નિર્બલી ગણાય છે.

દશમા ભાવથી ત્રીજા ભાવ સુધીના ભાવો પૌર્વાત્ય ભાવ (Oriental અથવા eastern) કહેવાય છે.

ચોથા ભાવથી નવમા ભાવ સુધીના ભાવો પાશ્ચિમાત્ય ભાવ (Occidental અથવા western) કહેવાય છે.

પહેલું ભુવન તે લગ્ન ભુવન, બીજું ભુવન ધન ભુવન, ત્રીજું ભાંડુ ભુવન અથવા પરાક્રમ સ્થાન, ચોથું સુખ ભુવન, પાચમું પુત્ર સ્થાન, છઠ્ઠું રોગ શત્રુનું ઘર, સાતમું સ્ત્રી ભુવન, આઠમું આયુષ્ય સ્થાન, નવમું ભાગ્ય ભુવન, દશમું કર્મ ભુવન, અગિઆરમું લાભ ભુવન અને બારમું વ્યય ભુવન કહેવાય છે.

આ બારે સ્થાનો એક ગાડીના પૈડાના ફરતા આરા પ્રમાણે છે. આ સ્થાનોના અનુભવ તેમાં આવેલી રાશિઓ પૂર્ણ પણે દર્શાવે છે. આ સ્થાનોનો ઉપર જણાવ્યા પ્રમાણે પૂર્ણ રીતે અભ્યાસ કરવાની જરૂર છે, અને ત્યાર પછી જ રાશિઓ સંબંધી વિચાર કરવો.

---

## અધ્યાય ૬ ઠ્ઠો.

---

### રાશિ-Signs

રાશિ ચક્ર અથવા ઝોડિયેક, એક તરૂણ સ્ત્રીના કમર ઉપર શોભી રહેલી કમર મેખલા જેવું છે. તે આપણી પૃથ્વીની આસપાસ સ્વયંનિર્મિત એક મેષાદિ રાશિનો પટો છે. અને તે પટાના ૩૬૦°

કલ્પી તેના બાર ભાગ સરખા અંતરે એટલે ત્રીસ ત્રીસ અંશને અંતરે પાડયા છે. એ દરેક ભાગને રાશિ એવી સંજ્ઞા આપી છે. રાશિ અને ભુવન (ભાવ–ઘર) એ બંને જુદી જુદી વસ્તુઓનાં નામો છે.

દરેક ઘરને એક એક રાશિ છે, એટલે પહેલા ઘરને પહેલી રાશિ, બીજાને બીજી એમ બારે ઘરને બાર રાશિઓ છે. જે દિવસે સૂર્ય તેના ઉત્તર તરફના માર્ગમાં વિષુવવૃત્તને જ્યાં છેદે છે ત્યારથી, ને તે સ્થળેથી પહેલી રાશિ શરૂ થાય છે, અને તે દિવસ તા. ૨૧ મી માર્ચ (ચૈત્ર માસ) આવે છે.

આ રાશિ ચક્રનો એક અડધો ભાગ હમેશાં અંધારામાંજ હોય અને બીજો અડધો પ્રકાશિત ભાગ પ્રકાશમાં હોય એમ અનુક્રમે નિરંતર ફર્યાજ કરે છે. મેષથી કન્યા સુધીનો ભાગ પ્રકાશિત હોય છે અને કન્યાથી મીન અપ્રકાશિત ચક્રમાં હોય છે. માટે જ રવિની ઉત્તરક્રાંતિ મેષના૦ થી શરૂ થાય છે અને દક્ષિણક્રાંતિ તુલાના૦ થી શરૂ થાય છે.

જેમ જેમ પૃથ્વી સૂર્યની આસપાસ તેની વાર્ષિક ગતિમાં ફરતી જાય છે, તેમ તેમ પૃથ્વી ઉપરના રહીશોને સૂર્ય પોતાની સ્થીતિ બદલતો જણાય છે, તેથી પૃથ્વીની આસપાસના ભચક્રના બાર ભુવનોને લગતા બાર ભાગ કરેલા છે.

ભુવનની માફક રાશિઓ પણ શરીરના ભાગ ઉપર અસર કરે છે. તે નીચે પ્રમાણે. (જુઓ, પાસેનું ચિત્ર).

**મેષ**–માથા અને ચહેરા ઉપર. **વૃષભ**–ગરદન અને કંઠ (ગળુ) ઉપર. **મિથુન**–હાથ, ખભા અને ફેફસાં ઉપર. **કર્ક**–છાતી અને પેટ ઉપર. **સિંહ**–હૃદય અને પીઠ ઉપર. **કન્યા**–કેડ, આંતરડાં, પેટ, પેઢુ અને નાળ પ્રદેશ ઉપર. **તુલા**–પેઢુ, ગુર્દા ( મુત્રાશય ) અને મળ પ્રદેશ, તેમજ ડુંટી નીચેના ભાગ ઉપર. **ધન**–એ સાથળ, ઝાંઘ, અને થાપા ઉપર. **મકર**–એ ઢીંચણ અને તેની નીચેના ભાગ ઉપર. **કુંભ**–અને નળા અને ઘુંટણ ઉપર. **મીન**–પગની પાટલી અને પગ (ચરણ) ઉપર.

આ ઉપરથી જણાશે કે પ્રત્યેક શારીરિક વિભાગ ઉપર રાશિ મંડળનું સ્વામીત્વ છે. માથું એ દરેક વસ્તુમાં પ્રથમ ભાગ હોય છે, અને પગ એ છેલ્લો ભાગ એટલે છેવટ હોય છે, તેમ મેષ એ પ્રથમ અને મીન એ છેવટની રાશિ છે, તેમ ૧ લું સ્થાન એ પ્રથમ અને બારમું સ્થાન એ છેલ્લું સ્થાન છે.

પ્રત્યેક રાશિ મંડળના ભાગમાં અને ખાસ ગ્રહોના સંબંધમાં સરખાપણું અને સમભાવના રહેલી છે. તેમની સ્થિતિ ઘણી દૂર હોવા છતાં ઘણીજ પાસે જેવી છે. ગર્ભાશયમાં ગર્ભની જેવી સ્થિતિ છે, તેવી જ સ્થિતિ રાશિમંડળની અને ગ્રહોની છે. જન્મ વખતે ગ્રહોની અસર થાય છે, પછી માંસત્વચામાં તેની અસર થવા માંડે છે, અને પછીથી શરીર વિકાસ પામે છે. ગ્રહમંડળનું વિશ્વ, એજ પ્રમાણે મનુષ્યના વિશ્વમાં સમાયલું છે.

ગ્રહો વળી રાશિમાં ફરે છે, અને તેમાં થતા ફેરફાર અને ફરવામાં થતી અડચણોને લીધે જુદા જુદા ફેરફારોની અસર મનુષ્યો ઉપર થાય છે. દરેક ગ્રહ મનુષ્યના વિશ્વમંડળ સાથે સંબંધ ધરાવે છે, એટલે દરેક રાશિ ઉપર જુદાજુદા ગ્રહનું આધિપત્ય છે:

## રાશિઓ અને તેના સ્વામી અને સંજ્ઞા.

**મેષ**...સ્વામી **મંગળ** (♂); **વૃષભ**...સ્વામી **શુક્ર** (♀). **મિથુન**...સ્વામી **બુધ** (☿). **કર્ક**...સ્વામી **ચંદ્ર** (☽). **સિંહ**... સ્વામી **સુર્ય** (☉); **કન્યા**...સ્વામી **બુધ** (☿). **તુલા**...સ્વામી **શુક્ર** (♀). **વૃશ્ચિક**...સ્વામી **મંગળ** (♂). **ધન**...સ્વામી **ગુરૂ** (♃). **મકર**...સ્વામી **શનિ** (♄). **કુંભ**...સ્વામી **શનિ અને હર્ષલ.** (♄, ♅). **મીન**...સ્વામી **ગુરૂ અને નેપચ્યુન.** (♃; ♆)

ટુંકામાં-રાશિ ૧-૮ નો સ્વામી મંગળ, ૨-૭ નો સ્વામ શુક્ર, ૩-૬ નો સ્વામી બુધ; ૪ નો સ્વામી ચંદ્ર, ૫ નો સ્વામી સૂર્ય,

૯-૧૨ નો સ્વામી ગુરૂ, ૧૦-૧૧ નો સ્વામી શનિ, ૧૧ નો સ્વામી શનિ અને હર્ષલ, ૧૨ નો સ્વામી ગુરૂ અને નેપચ્યુન છે.

રાશિઓના ગુણ અને સ્વભાવ પ્રમાણે જે જે ગ્રહોના ગુણ સરખા જણાયા છે, તે તે ગહોને તે તે રાશિઓના સ્વામી કલ્પેલા હોય તેમ જણાય છે.

જે રાશિ, જે કોઇ ભુવને જન્મકાળે અથવા પ્રશ્નકાળે આવી હોય, તે રાશિનો માલિક જો કુંડળીમાં પોતાની રાશિનો થઇ બેઠો હોય તો તે ઉત્તમ જાણવો.

દાખલા તરીકે; જો કોઇ કુંડળીમાં લગ્ન ભુવને મેષ રાશિ હોય તો મંગળ, તેનો સ્વામી થયો; અને તે મનુષ્ય ઉપર આધિપત્ય ભોગવનાર એ ગહ થયો. એનું કારણ એમ સમજાય છે કે મેષ અને વૃશ્ચિક એ બે રાશિના ગુણ બીજા ગહો કરતાં મંગળને વધારે મળતા જણાયા છે. કેમકે મેષનો ગુણ ગુસ્સાવાળો, ઉદ્ધત, હિંમતવાન માથા ફરેલ, લઢાયક છે, અને મંગળ જ્યારે અશુભ દષ્ટિમાં હોય છે ત્યારે તેવાજ ગુણ જણાવે છે. તેમજ વૃશ્ચિકના ગુણ મમતી, લુચ્ચો, આડો, ઘાતકી, ખુની, ઈ૦ છે, તે મંગળના ગુણને પણ મળતા આવે છે. તેમજ વૃષભ રાશિના ગુણ, શુક્ર જ્યારે અશુભ દષ્ટિમાં હોય ત્યારે તેના ગુણ સાથે મળે છે. અને તુલાના ગુણ જ્યારે શુક્ર બળવાન અને શુભ દષ્ટિમાં હોય તે વખતના ગુણ સાથે મળે છે. કર્ક રાશિ ચંદ્રને મળતી છે. કેમકે આ રાશિ ચર, ભિનાશવાળી અને અદઢ છે. આ રાશિમાં જન્મેલ મનુષ્ય અને ખાસ કરીને સ્ત્રીઓ ઘણીજ અદઢ હોય છે. એ પ્રમાણે બીજી રાશિઓનું સમજવું.

કેટલીક એવી રાશિઓ વળી છે જેમાં ગહો બળવાન ગણાય છે, જોકે સ્વગ્રહી ગહો જેટલા બળવાન તો નહીંજ.

જેમકે સૂર્ય મેષમાં, ચંદ્ર વૃષભમાં, ગુરૂ કર્કમાં, બુધ કન્યામાં, શનિ તુલામાં, હર્ષલ વૃશ્ચિકમાં, મંગળ મકરમાં અને શુક્ર મીનમાં. આ રાશિઓમાં આ ગ્રહો અમુક અંશના ઉંચના ગણાય છે. એ દરેક રાશિથી સામી રાશિ એટલે સાતમી રાશિમાં જો તેજ ગ્રહ આવે તો તે ખાડામાં પડેલો કહેવાય છે, કેમકે સામી રાશિ શત્રુ ભુવન ગણાય છે. તે નીચે પ્રમાણે-

| રાશિ | માલિક | ઉંચ ગ્રહ | નિચ ગ્રહ | અસ્ત રાશિ. |
|---|---|---|---|---|
| મેષ | મંગળ | સૂર્ય ૧૯ | શનિ ૨૧ | શુક્ર |
| વૃષભ | શુક્ર | ચંદ્ર ૩ | હર્ષલ | મંગળ |
| મિથુન | બુધ | રાહુ ૩ | કેતુ ૩ | ગુરૂ |
| કર્ક | ચંદ્ર | ગુરૂ ૧૫ | મંગળ ૧૫ | શનિ |
| સિંહ | સૂર્ય | — | — | હર્ષલ |
| કન્યા | બુધ | બુધ ૧૫ | શુક્ર ૨૭ | ગુરૂ |
| તુલા | શુક્ર | શનિ ૨૧ | સૂર્ય ૧૯ | મંગળ |
| વૃશ્ચિક | મંગળ | હર્ષલ | ચંદ્ર ૩ | શુક્ર |
| ધન | ગુરૂ | — | રાહુ ૩ | બુધ |
| મકર | શનિ | મંગળ ૨૮ | ગુરૂ ૧૫ | ચંદ્ર |
| કુંભ | હર્ષલ | — | — | સૂર્ય |
| મીન | ગુરૂ | શુક્ર ૨૭ | બુધ ૧૫ | બુધ |

ઉંચ ગ્રહથી સાતમી રાશિ તેટલાજ અંશે નીચ ગણાય છે.

**मेषादीशाः कुजः शुक्रो, बुधश्चन्द्रो रविर्बुधः ।**
**शुक्रः कुजो गुरुर्मन्दो, मन्दो जीव इतिक्रमात् ॥**

અર્થાત્-મેષાદિ રાશિઓના સ્વામી અનુક્રમે મંગળ, શુક્ર, બુધ, ચંદ્ર, રવિ, બુધ, શુક્ર, મંગળ, ગુરૂ, શનિ, શનિ (હર્ષલ) અને ગુરૂ (નેપચ્યુન) છે.

**सूर्यादीनामुच्चाः अजवृषमृगयुवतिकर्कमीनतुलाः ।**
**दिग्गुप्त्यष्टाविंशति तिथिषु भ विंशतिभिरंशैः ॥**

રવિ વિગેરે સાત ગ્રહોના ઉચ્ચ સ્થાનો અનુક્રમે મેષ, વૃષભ, મકર, કન્યા, કર્ક, મીન અને તુલા છે. અને દશ, ત્રણ, અઠ્ઠાવીસ, પંદર, પાંચ, સત્યાવીશ, અને વીસમા ત્રિશાંશ સુધીના અંશો પરમ ઉચ્ચ છે. બાકીના અંશો માત્ર ઉચ્ચ છે. ( સાયનમાં સૂર્યને ૧૯° ઉચ્ચ કહેલો છે. )

---

## અધ્યાય ૭ મો.

---

### કુંડળી કેમ મૂકવી.

### How to cast a Horoscope.

હવે કુંડળી એટલે શું ? અને તેને મૂકવાની શી જરૂર છે ? તે જાણવાની જરૂર છે. કુંડળી એટલે કોઇ પણ સ્થાનમાં ( દેશમાં કે ગામમાં ) કોઇ પણ વખતે, જન્મ સમયે, આકાશમાં આવેલા ગ્રહોનો ખરો અને ચોક્કસ નકશો. આ કુંડળીથી, બાળકના જન્મ સમયે કયા કયા ગ્રહો કયાં કયાં ને કેવી સ્થિતિમાં હતા, છે, તે જણાય છે. આવા નકશાને જન્મ કુંડળી એવું નામ આપવામાં આવ્યું છે.

આવી કુંડળીઓ હાલમાં બે પ્રકારથી કાઢવામાં આવે છે. (૧) **નિરયન.** (૨) **સાયન.**

અયનાંશા રહિત ભાવ અને ગ્રહોની કુંડળી, તેને નિરયન કુંડળી કહે છે.

અયનાંશા સાથે ગ્રહો અને ભાવની કુંડળી તેને સાયન કુંડળી કહે છે.

પૃથ્વીની ક્રાંતિપાત ગતિ–સંપાતના લીધે મેષના ૦° થી જે અંતર પડતું જાય છે, તેને અયનાંશા કહે છે. આવી ગતિ એક વરસે લગભગ ૫૦ વિકળા હોય છે.

હિંદુસ્તાનમાં નિરયન કુંડળીનો પ્રચાર છે. અન્ય દેશોમાં સાયન કુંડળી ચાલે છે.

સાયન પદ્ધતિ પ્રમાણે કુંડળીઓ કરવામાં નીચેની બાબતોની ખાસ જરૂર પડે છે. (૧) **જન્મ દિવસ.** (૨) **જન્મ વખત** (૩) **જન્મ** ભૂમિ (૪) **જન્મના** વર્ષનું અંગ્રેજી **પંચાંગ** અથવા નૉટીકલ એલમેનેક. (૫) જન્મભૂમિને લગતું **ભાવ સાધન કોષ્ટક** ( Tables of Houses ).

**જન્મ દિવસ અને વખત**—આ માટે અંગ્રેજી સાલ, તારીખ ને વાર કાઢવાની જરૂર છે. આ તારીખ ને વાર, તે સાલના પંચાગોમાંથી અથવા તો સો વર્ષના પંચાંગમાંથી ( જેમાં ગુજરાતી તિથિ સાથે વાર, તારીખ, ઇ૦ આપેલાં છે. ) મળી શકશે.

**જન્મ વખત**—કુંડળી મુકતા પહેલાં જન્મનો વખત નકકી કરવો એ ખાસ જરૂરનું છે. કેટલીક વખત, જન્મનો વખત અનુમાનનો હોય છે, અને કેટલીક વખતે ઘડીઆળોમાં ફેર હોય છે; માટે દરેક જ્યોતિષી બંધુને મારી નમ્ર વિનંતી છે કે તેમણે આ બાબત ઉપર ખાસ લક્ષ આપવું. જો વખત સ્પષ્ટ હશે તો કુંડળી જોઇ કહેલાં ફળો વધારે સારી રીતે મળતાં આવે છે. સૂર્યોદય સ્પષ્ટ ટાઇમ ઉપરથી મેળવેલાં ઘડીઆળો ઉપરથી લીધેલો વખત અચુક ખરો હોય છે.

હાલમાં હિંદમાં, સ્ટાન્ડર્ડ ટાઇમ ( સરકારે ખાસ કાયદો કરી મુકકર કરેલો વખત છે. ) સને ૧૯૦૬ થી ચાલે છે. તે પહેલાં બે ભથ્થુ વખત ચાલતો હતો. કેટલેક સ્થળે મદ્રાસ ટાઇમ ચાલતો અને મુંબાઇ શહેરમાં મુંબાઇ ટાઇમ (સૂર્યોદયને મળતો) ચાલતો. મુંબાઇ ટાઇમ કરતાં મદ્રાસ ટાઇમ ૩૦ મિનિટ આગળ હતો, એટલે મુંબાઇમાં ૭ વાગે તો, મદ્રાસ ટાઇમનું ઘડીયાળ ૬-૩૦ મિનિટ બતાવતું. પછી સરકારે રેલવેની સવડ માટે આખા હિંદમાં એક (સ્ટાન્ડર્ડ) ટાઇમ નકકી કર્યો છે. તે મુંબાઇ ટાઇમ ( Solar Time ) કરતાં ૩૯ મિનિટ

આગળ છે. અને મદ્રાસ ટાઇમ કરતાં ૯ મિનિટ આગળ છે, તેથી જન્મ વખત માટે પુરતી સંભાળ રાખવી.

કોઇ ગામમાં એક બાળકનો જન્મ થયો હોય, ને તેની કુંડળી કાઢવી હોય તો પ્રથમ તે ગામના વખત અને સ્ટાન્ડર્ડ ટાઇમ વચ્ચે જે અંતર હોય તે તપાસવું જોઇએ.

જો તે ગામમાં કોઇ ચોકસ વખત ચાલતો ન હોય તો તે ગામના અક્ષાંશો કાઢી ગ્રીનવીચ અને તે ગામના વચ્ચેનો અક્ષાંસાનો અંતર કાઢવો. પછી તેને (તે અંતરને ૪) થી ગુણુવા. અંશને ગુણુવાથી મિનિટ આવશે, અને કલાકને ૪ થી ગુણુવાથી સેકંડ આવશે. જે આવે તે આંકડો ગ્રીનવીચના બારમાં ઉમેરવો. જે આંકડો આવે તે, તે ગામનો વખત સમજવો, કેમકે ગ્રીનવીચના બરાબર બાર વાગ્યાના ગ્રહ પંચાંગમાં આપેલા હોય છે, એટલે આપણે કાઢેલા વખતે પણુ તેજ ગ્રહ આપણા ઇષ્ટ સ્થળે હોય છે.

દાખલા તરીકે-મુંબાઇની અક્ષાંસા ૭૨ અંશ ૪૯ કળા છે. ૭૨-૪૯×૪ ગુણુવાથી મિનિટ ૨૯૧-સેકંડ ૧૬=ક. ૪-૫૧-૧૬ આવી. તેને ૧૨ (મધ્યાહ્ન) માં ઉમેરવાથી ૪-૫૧-૧૬ મુંબાઇનો વખત આવ્યો. અને સ્ટાન્ડર્ડ ટાઇમ માટે તે વખતમાં ૩૯ ઉમેરવાથી ક. ૫-૩૦-૧૬. નો વખત થયો. આ ઉપરથી એમ સમજવું કે જ્યારે ગ્રીનીચમાં બાર વાગે ત્યારે મુંબઇમાં આ આવેલો વખત હોય છે.

આ પ્રમાણે વખત નકકી કરી જન્મ વખત મેળવવો, અને પછીજ કુંડળી માટે પ્રયાસ કરવો.

**જન્મ વખતનું પંચાંગ**—અંગ્રેજી પંચાંગો રાફાએલનાં તેમજ ઝાડકીલનાં આવે છે, તે જો તાત્કાલિક ન મળે તો આપણાં દેશી પંચાંગોમાંથી જન્મ સમયના ગ્રહો કાઢી તેમાં ૨૩ અંશ ઉમેરવાથી લગભગના ગ્રહો પણુ નીકળશે, પણુ તે સ્થૂલ સમજવા.

**ભાવસાધન કોષ્ટક***—અંગ્રેજી પંચાંગોમાં નાક્ષત્રકાળ+ (Side-

---

* આ માટેનું ખુલાસાવાર વિવરણ 'સાયન જ્યોતિષ'માં આપેલું છે.

+ આ નાના પુસ્તકમાં નાક્ષત્રકાળ માટે સમજાવવું અપ્રાસંગિક છે.

real time) આપેલો હોય છે, તે રોજના ખરા મધ્યાહ્ન સમયનો આપેલો હોવાથી જન્મ સમય અને મધ્યાહ્ન વચ્ચેના અંતરનો સંસ્કાર કાઢી નાક્ષત્રકાળ નક્કી કરવો. જો જન્મ બપોર પહેલાંનો હોય તો જન્મ સમય અને મધ્યાહ્ન સુધીના અંતરને બારમાંથી બાદ કરવો. એટલે બાર (મધ્યાહ્ન) અને જન્મ સમયનું અંતર આવશે. આ અંતર આપેલા નાક્ષત્રકાળમાંથી બાદ કરતાં જે આવે તે જન્મ સમયનો (સાઇડીરીયલ) નાક્ષત્રકાળ સમજવો. જો જન્મ બપોર પછીનું હોય તો તેટલું અંતર ઉમેરવું. જે આવે તે જન્મ સમયનો નાક્ષત્રકાળ સમજવો. પરંતુ બાદ કરતા પહેલાં કે ઉમેરતા પહેલાં, આવેલા અંતરમાં, દર કલાકે ૧૦ સેકંડ પ્રમાણે જેટલી સેકંડ આવે તે, આવેલા અંતરમાં મેળવીને પછીથી નાક્ષત્રકાળમાંથી બાદ કરવું કે ઉમેરવું.

હવે આ નવો કાઢેલો જન્મ સમયનો નાક્ષત્રકાળ આ પુસ્તકના અંતમાં આપેલા નાક્ષત્રકાળના કોષ્ટકમાં જોવો કે તે કયા નંબરને મળતો આવે છે. તે નંબર જોઇ ભાવસાધન કોષ્ટકમાં નંબર આપેલા છે તેને મેળવીને ત્યાં આપેલા આંકડા કુંડળીના દ્વાદશભાવમાં મુકવા.

જન્મ ભૂમિના અક્ષાંસા (Latitude) પરત્વે ભાવસાધન કોષ્ટકો જુદાં જુદાં હોય છે, માટે જે અક્ષાંસા ઉપર જન્મ ભૂમિ આવી હોય તેજ અક્ષાંસાને લગતું કોષ્ટક જોવું. અક્ષાંશાનો ઉપયોગ લગ્ન તથા બાર ભાવ માટેજ છે. રેખાંશાનો ઉપયોગ ગ્રહોના રાશિ અંશ કાઢવા માટે છે. નકશા ઉપરથી અક્ષાંસા તથા રેખાંશા જન્મ ભૂમિનાં નીકળી આવશે, અને તે પૂર્વમાં છે કે પ્રશ્ચિમમાં તે પણ સમજાશે. જે સ્થળ ગ્રીનીચની પૂર્વમાં હોય તેની પૂર્વ રેખાંશા અને જે પ્રશ્ચિમમાં હોય તેની પશ્ચિમ રેખાંશા સમજી લેવી.

જન્મ જો ભૂમધ્ય રેષા (Eqator) ઉપર હોય તો બારે ભાવ સરખા ૩૦ અંશના અંતરે હરકોઇ વખત માટે આવે છે. પરંતુ અક્ષાંસાના ભેદને લીધે બાર ભાવ ઓછા વત્તા પ્રમાણમાં આવ્યાંજ જાય છે.

નિરયન કુંડળીમાં જન્મ સમય ઇષ્ટ ઘડી ને પલમાં મૂકેલો હોય છે. આવી વખતે જેટલી ઘડી ને પલ આપેલી હોય તેને દર ૨॥ ઘડીનો એક કલાક અને દર ૨॥ પલની એક મિનિટના હિસાબે કલાક કાઢવા. આ ઇષ્ટ ઘડી પળ સૂર્યોદય પછીનાંજ હોય છે. તેથી સૂર્યોદયનો ખરો વખત પોતપોતાના ગામ માટે કાઢો, તેમાં એ ઇષ્ટ ઘડી પલના આવેલા કલાક મિનિટ ઉમેરવાથી જન્મ સમય નક્કી થશે.

આ પુસ્તકમાં સૂર્યોદયનો વખત આપેલો છે. તે સ્ટાન્ડર્ડ ટાઇમનો છે, ને મુંબઇનો છે. હાલ જન્મ વખત સ્ટાન્ડર્ડ ટાઇમમાંજ અપાય છે. માટે સ્ટાન્ડર્ડ ટાઇમ રાખ્યો છે. પોતપોતાના દેશ–ગામના અંતર પ્રમાણે એ ટાઈમમાં વધારો ઘટાડો કરવાથી જન્મ સમયના દિવસનો સૂર્યોદય આવશે.

હવે એક બાબત મુખ્ય છે. જન્મ વખત કયો ગણવો એને માટે ઘણા મતભેદ છે. બાળકનો જન્મ થતાં લગભગ ૦॥ કલાક સુધીનો વખત જતો રહે છે. કેટલીક સ્ત્રીઓને સુખરૂપ ઝટ પ્રસવ થાય છે, ત્યારે કેટલીક સ્ત્રીઓ ઘણી કષ્ટાય છે અને પ્રસવ થતાં ઘણો સમય વીતી જાય છે. પાશ્ચિમાત્યોની ગણત્રી પ્રમાણે ૪ મિનિટના તફાવતમાં ફળાદેશમાં એક વર્ષ આગળ કે પાછળનો ફેર પડે છે, માટે જન્મ વખત બરોબર કલાક મિનિટમાં હોય તો ઘણું સારૂં.

બાળકનો જન્મ થયા પછી તે રડે છે, અને તે રડવાનો પ્રથમ અવાજ તેજ બાળકનો જન્મ વખત સમજવો. કારણ કે રડવાની સાથેજ શ્વાસોશ્વાસ શરૂ થાય છે અને તેજ મિનિટનાં વાતાવરણ બાળકમાં પ્રવેશ થઇ તેને અસર કરે છે.

દાખલો—એક બાળકનો જન્મ અમદાવાદમાં તા. ૨ જી જાનેવારી ૧૯૧૬ ના દિવસે સૂર્યોદય પછી ઘડી ૦– પલ ૧૫–વિપલ ૨૫ નો છે.

હવે પહેલું તો આપણે ઘડી પલના કલાક કરવા. તે કલાક ૦ મિ. ૬ સે. ૧૦ આવ્યા. સૂર્યોદય તે દિવસે સ્ટાન્ડર્ડ ટાઇમ ક. ૭ મિ. ૧૨

ઉગે છે. તેમાંથી ૩૯ મિનિટ બાદ કરતાં ક. ૬-૩૩ મિ. નો વખત આવ્યો. આ વખતને મુંબઇ ટાઇમ અથવા સૂર્યોદય (Solar time) વખત કહેવો.

જન્મ ભૂમિ અમદાવાદ છે. ને ગ્રીનવીચથી અક્ષાંશ ૨૩°-૧' અને રેખાંશ ૭૨°-૩૨' છે. એટલે ૭૨-૩૨×૪=મિ. ૨૯૦-૮=ક. ૪-૫૦-૮ આવ્યા. ગ્રીનવીચમાં જ્યારે બાર વાગે છે ત્યારે અમદાવાદમાં સાંજના ક. ૪-૫૦-૮ નો વખત હોય છે.

જન્મ સવારના સૂર્યોદય ક. ૬-૩૩ છે. તેમાં ક. ૦-૬-૧૦ ઉમેરતાં જન્મનો ખરો સમય ક. ૬-૩૯-૧૦ નો થયો. તેને મધ્યાહ્ન ૧૨ માંથી બાદ કરતાં અંતર ક. ૫-૨૦-૫૦ આવ્યું. દર કલાકે દસ સેકંડ પ્રમાણે સુધારો સેકંડ ૫૩ ઉમેરતાં ક. ૫-૨૧-૪૩ અંતર આવ્યું.

તા. ૨ જાનેવારી ૧૯૧૬ ના દિવસે અંગ્રેજી પંચાંગમાં સાઇડીરીયલ ટાઇમ ૧૮-૪૩-૧૩ છે. તેમાંથી આવેલું અંતર ક. ૫-૨૧-૪૩ બાદ કરતાં જન્મ સમયનો નાક્ષત્રકાળ ( સાઇડીરીયલ ટાઇમ )* ક. ૧૩-૨૧-૩૦ આવ્યો.

---

* અંગ્રેજી સાયન પંચાંગોમાં તારીખ મધ્ય રાત્રિથી બદલાય છે, અને એક મધ્ય રાત્રિથી બીજી મધ્ય રાત્રિના ૨૪ કલાકને તારીખ ગણે છે. આપણાં નિરયન પંચાંગોમાં એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધી એટલે ૬૦ ઘડી અથવા ૨૪ કલાકના સમયને એક દિવસ કહે છે. માટે જન્મ તારીખ કાઢતી વખતે પૂર્ણ કાળજી રાખવી. નહિંતો તારીખના ફેરને લીધે એક દિવસની ભૂલ થવાનો પ્રસંગ આવશે.

પૌર્વાત્ય વિદ્વાનોએ ઉજ્જનને ભૂમધ્ય રેખા ગણી હતી, પરંતુ હાલમાં વેધશાળાનો લોપ થયેલો હોવાથી તે પ્રમાણે ગણેલું ગણિત સૂક્ષ્મ આવતું નથી. હાલમાં ગ્રીનીચ એ ઓબઝર્વેટરી ( વેધશાળા ) નું સ્થળ લઇને પૃથ્વીના ગોળની પૂર્વ-પશ્ચિમ ૯૦-૯૦ રેખાઓ કલ્પી છે. જેને અક્ષાંશ કહે છે, તેમજ ભૂમધ્ય રેખાને શૂન્ય અંશ માની ઉત્તર દક્ષિણ તરફ જતી રેખાઓને રેખાંશ કહે છે.

વર્ષોવર્ષનો નાક્ષત્રકાળ ( સાઇડીરીઅલ ટાઇમ ) લગભગ એકજ હોય છે. એફીમરી ( અંગ્રેજી પંચાંગ ) વગર સાઇડીરીયલ ટાઇમ નીચેના કોઠા પ્રમાણે પણ કાઢી શકાય છે.

| તા. | માસ. | સાઇડીરીયલટાઇમ. | તા. | માસ. | સાઇડીરીયલટાઇમ. |
|---|---|---|---|---|---|
| ૨૨ | માર્ચ | ૦—૦—૦ | ૨૧ | સપટેમ્બર | ૧૨—૦—૦ |
| ૨૨ | એપ્રીલ | ૨—૦—૦ | ૨૧ | અકટોબર | ૧૪—૦—૦ |
| ૨૨ | મે | ૪—૦—૦ | ૨૧ | નવેમ્બર | ૧૬—૦—૦ |
| ૨૨ | જુન | ૬—૦—૦ | ૨૧ | ડીસેમ્બર | ૧૮—૦—૦ |
| ૨૨ | જુલાઇ | ૮—૦—૦ | ૨૧ | જાનેવારી | ૨૦—૦—૦ |
| ૨૨ | આગસ્ટ | ૧૦—૦—૦ | ૨૧ | ફેબ્રુઆરી | ૨૨—૦—૦ |

ઉપર જણાવેલી તારીખોએ કોઇ પણ વર્ષનો સાઇડીરીયલ ટાઇમ હોય છે. એ તારીખો પહેલાં કે પછી જેટલા દિવસ આગળ પાછળનો વખત જોઇતો હોય તો, દર એક દિવસની ૪ મિનિટ વધારવી કે ઘટાડવી, એટલે જોઇતા દિવસનો સાઇડીરીયલ ટાઇમ મળી આવશે.

૨૩ અંશના કોષ્ટક પ્રમાણે ભાવસાધન કોષ્ટક લેવાનું છે. તે પહેલાં ૧૩–૨૧–૩૦ એ આંક નાક્ષત્ર કાળના કોઠામાં ક્યા નંબરને મળતો આવે છે તે જોવાનું છે. તે ૨૦૩ ના આંકને મળતો છે. તે ૨૦૩ નો આંક જોતાં ૨૩ વાળું ભાવસાધન કોષ્ટક નીચે પ્રમાણે આવે અને તેમાં આવેલા રાશિ અંશ દર્શાવે છે.

| ૧૦ | ૧૧ | ૧૨ | લગ્ન. | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| તુ. ૨૨ | વૃ. ૨૦ | ધ. ૧૫ | મ. ૯. ૭ | કું. ૧૩ | મી. ૧૯ |

આ પ્રમાણે આપણને દશમા ભાવથી ત્રીજા ભાવ સુધીના આંક મલ્યા છે. બાકીના માટે તે તે સામેના ભાવમાં ૭ ૭ ઉમેરી ભાવના આંકડા મૂકવા.




આ પ્રમાણે બારે ભાવ તૈયાર થયા. કુંડળીનો આકાર હમેશાં વર્તુલાકાર જોઇએ, કેમકે આકાશ ગોળ છે અને તેનો નકશો પણ ગોળાકારજ આવે. પરંતુ સહેલાઇની ખાતર ચોરસ પણ કરી શકાય છે.

પૂર્વથી પશ્ચિમ સુધીના ભાવો એટલે પહેલા ભાવથી સાતમા ભાવ સુધીના ભાવો દ્રશ્ય ગોળાર્ધમાં કહેવાય છે. અને બાકીના ભાવો અદ્રશ્ય ગોળાર્ધમાં કહેવાય છે.

સંધિભાવ સાયન કુંડળીવાળાઓ કાઢતા નથી.

અંગ્રેજી કુંડળીઓમાં E જે સ્થાન ઉપર કરે છે, તે પહેલો ભાવ ( એસેન્ડન્ટ Accendant ) જણાવે છે. એટલે તે પૂર્વ દિશામાં અને પૂર્વ ક્ષિતિજમાં તે ઉદિત રાશિ ( Rising sign ) અંશો સહિત છે. W એ અસ્ત રાશિ અથવા સાતમો ભાવ ( ડીસેન્ડન્ટ Decedant) જણાવે છે. S એ જન્મ સમયે મસ્તક ઉપરના રાશિઅંશ સૂચવે છે, એને દશમો ભાવ (અથવા Meridian) કહે છે. N એને નાદિર (Nadir) અથવા ચોથો ભાવ અથવા પાતાલ પણ કહે છે.

કેટલીક વખતે કુંડળીમાં રાશિઓ મુક્તી સમયે એક ભુવનમાં બે રાશિનો અમલ સાથે આવે છે. એને ગલિત ભાવ કહે છે. તેવે સમયે ક્રસ ઉપર જે રાશિ ન આવતી હોય તેને ભુવનના મધ્ય ભાગમાં મૂકવી અને તેજ પ્રમાણે સામેના ભુવનમાં પણ મધ્ય ભાગે લખવી. ઉત્તર અક્ષાંસાના મુલકોની ડીગ્રીનું લગ્ન કાઢતાં ગલીત ભાવ ઘણી વખતે આવે છે.

---

# અધ્યાય ૮ મો.

## લગ્ન સ્થાનની રાશિ ઉપરથી જણાતો મનુષ્યનો શારીરિક હેવાલ.

## The form of body produced by the sign ascending at birth.

જયારે લગ્ન સ્થાનમાં અથવા લગ્નની નજીક કોઈ ગ્રહ ન હોય તો આ હેવાલ ઘણો ઉપયોગી થઇ પડશે. પરંતુ લગ્નમાં જો કોઇ ગ્રહ હોય તો તે ગ્રહના ગુણ પણ આ હેવાલ સાથે મેળવવા એ જરૂરનું છે.

**મેષ (♈). શરીર સ્થિતિ**—સાધારણ કદથી જરા ઉંચુ; પાતળો બાંધો, ગળું અને મોં લાંબું, અવયવો મજબૂત, કાબરી ( hazel ) આંખ, જાડા અને સખત વાળ, કાળો અથવા રતાશ પડતો લાંબો પણ લમણા તરફ પહોળો અને હડપચી તરફ પાતળો ઉતરતો એવો ચહેરો, ભુરી મુછો, તીવ્ર દૃષ્ટિ.

**સ્વભાવ.**—ગુસ્સાવાળો, ઉદ્ધત, કજીયાખોર, માથાફરેલ, લઢાયક, અદેખો, સાહસિક, હિમતવાન, ભોળો, ઉદાર, ચંચળ પણ નિશ્ચયી, લોભી, મહત્વાકાંક્ષી.

**વૃષભ (♉). શરીરસ્થિતિ**—બાંધો ઠીંગણો, જાડો, ટુંકી જાડી ગરદન, મોટું નાક, ભરાવાદાર ચહેરો, રતાશ પડતું મોટું બેડોળ મોં, પહોળા મજબૂત ખભા, મોટી કાળી ( ભુરી ) આંખ, વાળ ક્વચિત્ કરચલીવાળા. સ્ત્રી હોય તો ઘાટદાર અને ખુબસુરત, પુષ્ટ અને ભરાઉ શરીર, કાળા લાંબા કરચલીદાર પુષ્કળ વાળ, કાળી આંખો.

**સ્વભાવ.**—હોંશિયારીનો ફાંકો રાખનાર, દુરાગ્રહી, ક્રોધી, માઠું લગાડનાર, લાગણી વગરનો, બીજાથી ન પરખી શકાય તેવો, ખાઉધરો, પોતાનાજ સ્વાર્થને ઇચ્છનાર, ચીઢિયો, પીવાનો શોખીન, વિષયી, પ્રેમમાં અસ્થીર, ઝેરીલો. ધણી કે ધણીયાણી તરીકે ખરાબ.

**મિથુન (♊). શરીર સ્થિતિ**—ઉંચું કદ અને સીધું ટટાર શરીર, લાંબા બાહુ અને હાથ, કાળાશ પડતો લોહીયાળ ચહેરો, કાળા બદામી વાળ, કાબરી આંખ, આગળ પડતી હડપચી, તીવ્ર દષ્ટિ, ચંચળ દેખાવ, ચંચળ પણ ઉતાવળી ચાલ.

**સ્વભાવ**—વિદ્વાન, વિજ્ઞાનિક, વિચારવંત, સમજુ, દયાળુ, પ્રમાણિક, વાંચનનો શોખિન, કીર્તિનો લોભી, ખાવાપીવામાં નિયમીત, મંડળીઓનો સારો મેમ્બર અને માનવંત હોય છે. આ રાશિવાળા કેટલીક વખત બોલતાં ગાભરા બની જાય છે.

**કર્ક (♋). શરીર સ્થિતિ**—મધ્યમ કદ, ગોળ મુખ, ધોળો ફિક્કો ચહેરો, નાનો દેખાવ-કદ, નિર્બળ બાંધો, ઘેરા બદામી વાળ, ભુરી અથવા સહેજ વાદળી આંખ, સફેદ ચહેરો.

**સ્વભાવ**—બીકણુ, સુસ્ત, બેદરકાર, ઉત્સાહ વગરનો, નિરપરાધી, દયાળુ, સાલસ, અસ્થિર અને લાગણીવાળો.

**સિંહ (♌). શરીર સ્થિતિ**—ઉંચું મોટું દમામદાર શરીર, મોટાં હાડકાં, ગોળ મોટું માથું અને મોં, મોટી ભવ્ય ભુરાશપર આંખો, પહોળા ખભા, શરીરનો બાંધો સારો; તીવ્ર દષ્ટિ, પીળાશ પડતા કાળા વાળ, ગંભીર પણ ભયંકર ચહેરો, ભારે વાળવાળી ભ્રગુટી, લાલાશ પડતો ચહેરો. (કેટલીક વખતે વાળ આછા પણ હોય છે.)

**સ્વભાવ**—હિમતવાન નિશ્ચયી અને ઉદાર; આગળ પડતો; ખુલ્લા દિલનો; લોભી અને મહત્વાકાંક્ષી; પ્રમાણિક; વિશ્વાસુ: અહંકારી; મતલબી; પરોપકારી; સત્તાનો શોખીન; ઉતાવળીઓ; જલદી ક્રોધી પણ થોડીવાર ટકે; રમત ગમત, કસરત તેમ આરામનો શોખીન.

**કન્યા (♍). શરીર સ્થિતિ**—એકવડું પાતળું શરીર; સાધારણ અથવા કંઇક ઉંચું કદ; રતાશ પડતો કાળો ચહેરો, મોં ગોળ; વાળ અને આંખ કાળાં; શરીર ઘાટીલું પણ સુંદર નહિ. (ક્વચિત્ લંબગોળ મોં; ઠીંગણું કદ, ઉંચુ કપાળ ને ભુરો ચહેરો પણ હોય છે); નાક લાંબુ; હોઠ મોટા, કેડ નાજુક ને લાંબા પગ.

**સ્વભાવ**—મગજ શક્તિ સારી. શોધક: ચાલાક: દયાળુ; શાંત: અતડો; પુખ્ત વિચાર કરીને કામ કરનાર; વ્યવસ્થિત; વખતે ઢચુપચુ અને અનિશ્ચયી; લોભી. ઘણા હુન્નર કે ભાષા શિખવા તરફ વલણ; સુશીલ સ્વભાવ; ગંભીર; કલ્પનાશક્તિ; વાક્ચાતુર્યતા અને સુંદર મીઠો અવાજ.

**તુલા ( ♎ ). શરીર સ્થિતિ**—ઉંચું સીધું પણ ઘાટીલું અને વખતે પાતળું શરીર; ભુરાશ પડતા સુંવાળા વાળ [ કવચિત્ તદ્દન કાળા પણ હોય છે ); મોં ગોળ: સુંદર સ્વચ્છ ચહેરો ( ક્વચિત્ ભુરાશ પર ); આસમાની કે કાબરી આંખ. સ્ત્રી હોય તો સુંદર, મધ્યમ કદ, પહોળું કપાળ; કાળી આંખ; લાંબા હાથ અને લાંબાં આંગળાં; લાંબું સુંદર નાક.

**સ્વભાવ**—લોભી; વાતોડિયો: પ્રતિજાતિ શોખીન; આનંદી; મંડળી અને રમત ગમતનો શોખીન; માયાળુ: પ્રેમી પણ બદલાઇ જાય તેવો; જાત મહેનતથી ચઢનાર; જન્મ કરતાં કંઇક ઉંચી સ્થિતિ મેળવનાર; શોધક બુદ્ધિ; હુન્નરી; ઉત્પાદક; અદઢ; વિષયી; ધૂની; તરંગી અને આગ્રહી.

**વૃશ્ચિક ( ♏ ). શરીર સ્થિતિ**—મધ્યમ કદ; ઠીંગણો, જાડો બાંધો; મજબૂત; જોરાવર; કાળા વાળ ( કવચિત્ ભુરા, પુષ્કળ અને ગુંચળાં-વાળા કે ઉડતા વાળ ); આગળ પડતી જાડી ભમરો; પોપટ જેવું નાક; સ્થુળ ઘાટિલું અને ચોખંડું મુખ; મોં લાંબું ને પહોળું; ટુંકી જાડી ગરદન અને બેડોળ ટુંકા પગ ( વખતે ધનુષ્યાકાર ); કાળો પણ ફિક્કો ચહેરો; આંખ ભૂરી; જાડી કેડ ને નીચી દૃષ્ટિ.

**સ્વભાવ**—થોડા બોલો; મહત્વાકાંક્ષી-લોભી; જાતિ વિશ્વાસુ: મમતી; હિંમતવાન; નિશ્ચયી; અભિમાની; માની અને ક્રોધી; સમજાવવો કઠણ થઇ પડે તેવો, ગુસ્સો ભરાયો હોય ત્યારે જનુની અને ખુની; ઠગ; પ્રપંચી અને ગુમાની; લાગણી વગરનો અને ક્રુર; છાતીચલો અને નિર્ભય. ટીકાખોર; મહેણાં મારનાર; યુક્તિબાજ; રસાયણી; શોધક.

આ રાશીવાળામાં કેટલાક અનુભવી, અમલમાં મૂકનાર અને સારા વેપારી અને ધનના આકાંક્ષી હોય છે. વળી કેમીસ્ટ્રી અને શસ્ત્ર વિદ્યા (Surgery) તરફ આ રાશિનું વલણ બતાવે છે, તેમ કેટલાક લશ્કરી માણસો અને નાવિક કે ડીટેક્ટીવ પણ થાય છે.

**ધન (♐). શરીર સ્થિતિ**—ઉંચું ઘાટીલું સુંદર શરીર; ઉચ્ચ કપાળ; નાક લાંબું; આંખો ચોકખી અને ભુરાશપર; ચહેરો રતાશ પડતો; સોનેરી ફિક્કા ભુરાવાળ; મો લંબગોળ, હોઠ નાના; દેખાવ વિનયી.

**સ્વભાવ**—ઉદાર; ભલો; આનંદી, શાંત અને સૌને ચહાનાર; ભોળો; લાગણીવાળો; ચાલાક; કંઇક ક્રોધી; વિશ્વાસુ, દયાળુ. માયાળુ અને ન્યાયી; રમત ગમત અને આરામનો શોખીન; બુદ્ધિશાળી અને ઘણી વિદ્યા શીખી શકે તેવો; સાચો અને નિષ્કપટી; સહેજ ઉતાવળીઓ અને ચીઢીઓ; માનનો લોભી; સારાં અને વખાણવા લાયક કામો કરનાર; ભલું કરનાર; વિશ્વાસપાત્ર; સ્વતંત્રતાને ચહાનાર.

આ રાશિવાળા પરિણામની દરકાર રાખવા કરતાં કાર્યની દરકાર વધુ રાખે છે.

**મકર (♑). શરિર સ્થિતિ**—નાનું કદ (મકરના પહેલા અંશમાં ઉંચું કદ); બેડોળ, પાતળું ને હાડપિંજર દેખાય તેવું શરીર; લાંબો પાતળો ચહેરો; ડાચું બેસી ગયેલું; પાતળી દાઢી; હડપચી અણિયાળી; કાળા ખડબચડા વાળ; છાતી સાંકડી; લાંબું પાતળું ગળું; નિર્બળ ઢીંચણ; ચાલવાની ઢબ ખરાબ—વાંકી ચુંકી.

**સ્વભાવ**—ચાલાક; સહનશીલ; લોભી, હઠીલો; સ્વમાનની લાગણીવાળો, ઘણો સ્વાર્થી; ઠંડો સ્વભાવ; વખતે ઉદાસી અને વખતે આનંદી; ઘણો સૂક્ષ્મદર્શી; ચતુર; કપટી અને પેચી; થોડાબોલો પણ નિશ્ચયી; બદલાઇ જાય તેવો; તુરંગી; કામની મેનેજમેન્ટ અને રચના કરવાની શક્તિવાળો; સાવધ; ઘણો મળતાવડો કે માયાળુ નહિ; વેરબુદ્ધિવાળો; અજાણ્યા સાથે અતડો ને શાંત; મિત્ર તરીકે સારો પણ શત્રુ તરીકે નિર્દય.

**કુંભ (♒) શરીર સ્થિતિ**—મધ્યમ કદ; હષ્ટપુષ્ટ; મજબુત અને દઢ શરીર; લાંબો ચહેરો; ઘઉં વરણી કાંતિ; શણના જેવા વાળ; કાળી આંખો. જો સ્ત્રી જાતિ હોય તો ઘણી સુંદર.

**સ્વભાવ**—દયાળુ, શાસ્ત્રીય, દઢ મનનો–આગ્રહી; ભલો; વિદ્યાનો શોખીન; રમુજી; શાંત અને નરમ સ્વભાવ.

**મીન (♓) શરીર સ્થિતિ**—ઠીંગણું કદ; જાડો બાંધો, માંસાળ; ફિક્કો ચહેરો; સુસ્ત અને ઉંઘણસી જેવી આંખો; બદામી રંગપર વાળ; હાથ પગ ટુંકા અને બેડોળ; લાંબાં પગનાં તળિયાં; કમજોર અને પિંડ રોગી દેખાવનો બાંધો.

**સ્વભાવ**—મંદ બુદ્ધિ; એઠી; આળસુ; કોઇ જાતની કાળજી વગરનો; સ્વાર્થને જોનાર.

---

## અધ્યાય ૮ મો.

---

### ગ્રહો કેમ મૂકવા?

### Calculating the planets' places.

અંગ્રેજી પંચાગોમાં ગ્રીનવીચના મધ્યાહ્ન સમયના ગણેલા ગ્રહો આપેલા છે. ગ્રહો ગણવા માટે બે રીત છે. એક તો આપણા જન્મ સમયને ગ્રીનવીચના વખતમાં ફેરવવો. બીજું, ગ્રીનવીચના ગ્રહોને આપણા જન્મ સમયના વખતને અનુસરતા લાવવા. આ બંને રીતો સરખીજ છે.

આપણા પાછલા દાખલામાં જન્મ સમય ક. ૬–૩૮–૧૦ નો છે. હવે રીત પહેલી પ્રમાણે લેતાં અમદાવાદના અને ગ્રીનવીચના વખત વચ્ચે. ક. ૪–૫૦–૮ નો તફાવત છે, તેથી ક. ૬–૩૮–૧૦ માંથી એ તફાવત બાદ કરવો જોઇએ. તેમ કરતાં ક. ૧–૪૮–૨ આવ્યા. એટલે આપણા જન્મ સમય વખતે ગ્રીનવીચમાં સવારમાં કલાક ૧–૪૮–૨ વાગ્યા છે એમ સમજવું, અને તે સમયના ગ્રહો મૂકવા.

બીજી રીત—ગ્રીનવીચમાં બાર વાગે છે તે સમયે અમદાવાદમાં સાંજરે ક. ૪–૫૦–૮ વાગે છે, એટલે જન્મ સમય અને આ ક. ૪–૫૦–૮ વચ્ચેનું અંતર ક. ૧૦–૧૧–૫૮ થાય છે. તો તેટલા તફાવતનો ગ્રહોને સંસ્કાર આપી કુંડળીમાં ગ્રહો મૂકવા.

પહેલી રીતમાં સમયના તફાવતનો સંસ્કાર બાદ કરવાનો છે, તો બીજી રીતમાં તફાવતનો સંસ્કાર ઉમેરવાનો છે. પહેલી રીત કેટલાકને અડચણ કર્તા સમજાશે, કેમકે એથી ભૂલ થવાનો સંભવ છે. પહેલી રીત યાદ રાખનારને એ પણ યાદ રાખવાનું છે કે ભાવ સાધન માટે ગ્રીનવીચનો વખત લેવાનો નથી, પણ ફક્ત ગ્રહો મૂકવા માટેજ ગણવાનો છે.

જન્મનો સમય મધ્યાહ્ન પહેલાંનો હોય તો જન્મ તારીખ અને તે પહેલાંની તારીખના ગ્રહોનું જે અંતર તે ગ્રહની ગતિ સમજવી. જો જન્મ બપોર પછીનું હોય તો તે દિવસના અને તે પછીના દિવસના ગ્રહોનું અંતર તે ગતિ સમજવી. આ અંતર ૨૪ કલાકનું હોય છે.

ગ્રહોની ગતિ કાઢવાની બે રીત છે. એક ત્રિરાશિથી, અને બીજી ત્રિરાશિની મહેનત કરવાને કંટાળો ખાનારા કેટલાકને માટે લોગેરીથમ રીત છે. આ બંનેમાં કોઇ પણ રીતથી ગ્રહોની ગતિનો, જન્મ સમય અને મધ્યાહ્ન, કે મધ્યાહ્ન અને જન્મ સમયના વખત સુધીનો સંસ્કાર કાઢી પંચાગમાં આપેલા ગ્રહોમાં ઉમેરવાથી કે બાદ કરવાથી જન્મ સમયના ગ્રહો આવશે. એ ગ્રહો સ્થૂલ સમજવા.*

આપણો દાખલો લઇએ તેમાં જન્મ સમય ક. ૬–૩૮–૧૦ સવારનો છે, તેથી ગ્રહોની ગતિ કાઢવા માટે તા. ૧ લી જાનેવારી જોવી પડશે. તેમાં આપેલા ગ્રહો સાંજના ક. ૪–૫૦ ના સમજી તે વખત અને તા. ૨ ના સવારના ક. ૬–૩૮ ના સમયનું અંતર કાઢવું. અથવા તો તા. ૨ જી ના સાંજના ૪–૫૦ સુધીનું અંતર કાઢવું.

---

* સ્પષ્ટ ગ્રહ કાઢવાનું ગણિત અને રીત આ પુસ્તકના ભાગ ૨ માં આપેલાં છે.

તા. ૨ જી એ અંતર કલાક ૧૦–૨૦ લગભગનું છે, તો તેટલા અંતરનો સરકાર બાદ કર્યો. તે દિવસે પંચાગમાં જોતાં ગ્રહોમાં પહેલો સૂર્ય આપેલો છે.

સૂર્ય મકરના ૧૦°–૪૬'–૨૫'' નો છે, અને તેની ગતિ ૬૧ વિકલાની છે. આ ગતિ કલાક ૨૪ ની છે. તેથી દર કલાકની ગતિ લગભગ વિકલા ૨ાા થઇ. હવે અંતરના ક. ૧૦°–૨૦'–૦ ને ૨ાા થી ગુણતાં આશરે ૨૬ વિકળા આવી. તે પંચાગમાં આપેલા ૧૦–૪૬–૨૫ માંથી બાદ કરતાં ૧૦°–૨૦–૨૫'' નો સૂર્ય આવ્યો.

લોગેરીથમની રીતથી ગણનાર માટે.

સૂર્યની ગતિ કળા ૧. વિ ૧ છે. સમય ક. ૧૦–૨૦.*

હવે અંશ ૧ માટે લોગરીથમના ખાનામાં જુઓ. પહેલા ખાનામાં મિનિટ આપી છે. બીજામાં ૦, ત્રીજામાં ૧, એમ ૧૫ ખાનાં પાડયાં છે. આપણે ૧–૧ જોઇએ છે, તો ૧ ના ખાનામાં જોવું ને તે સાથે બીજે મિનિટ ખાનામાં ૧ છે તે મેળવવું. તે ખાનામાં ૧-૩૭૩૦ નો આંક છે. હવે ક. ૧૦–૨૦ ના વખત માટે ૧૦ નું ખાનું જુઓ, અને ૨૦ મીનિટની સામે લાવો, ત્યાં ૩૬૬૦ નો આંક છે. તે બંનેનો સરવાળો કર્યો તો ૧-૭૩૯૦ આવે છે. હવે આ આવેલો ૧-૭૩૯૦ નો આંક કોષ્ટકના કયા અંશમાં આવે છે તે જોવું. જોતાં ૦ વાળા ખાનામાં લગભગ ૭૪૦૦ નો આંક છે. અને તેની પાસે ૨૬ મિનિટ છે. આ ૨૬ મિનિટ પંચાગમાં આપેલા સૂર્યના અંશ કળામાંથી બાદ કરતાં ૧૦°–૨૦' આવશે. અંગ્રેજી ગણિતમાં જો કે વિકળા કાઢેલી નથી, પરંતુ તે કાઢવાથી ગણિત સૂક્ષ્મ થશે.

ચંદ્ર—આ ગ્રહ ઘણોજ ગતિવાળો છે, ને લગભગ બે કલાકે એક અંશ જેટલો ચાલે છે, પંચાંગમાં આ દિવસે ચંદ્ર ધનના ૨°

---

* શાકાએલના દરેક પંચાંગમાં છેલ્લા પાના ઉપર લોગેરીથમનું કોષ્ટક આપેલું હોય છે, તેનો ઉપયોગ કરવો.

૩૮' કળા ૫૫" વિકળાનો આવ્યો છે ને તેની ગતિ ૧૫°-૨'-૪૪" ની છે. હાલ તુરત અંશ ૧૫ની ગણતાં તેની ચાલ દર કલાકે કળા ૩૭ાા ની થઇ તો કલાક. ૧૦-૨૦ની કેટલી? તેની ત્રિરાશી ગણતાં અંશ ૬°-૨૭'-૪૦" આવ્યા. તે ધન. ૨° ૩૮ માંથી બાદ કરતાં ચંદ્ર વૃશ્ચિક રાશિનો ૨૬°-૧૦ કળાનો આવ્યો.

શનિ, ગુરૂ, હરપલ, નેપચ્યુન, એ શીઘ્ર ગતિના નથી, માટે તે કાર્ય પરત્વે તેમજ મૂકી શકાય. બુધ, શુક્ર અને મંગળ એમની ગતિ કંઇક હોય છે, માટે તેમની ગણત્રી કરવી જોઇએ.

આ ગણત્રી કરતાં ગ્રહ વક્રી હોય તો તેની ગતિ સંભાળપૂર્વક ગણવી; આપણા દાખલામાં બુધની ગતિ ૧°-૩૮ છે. શુક્રની ગતિ ૧°, ૧૪' છે. મંગળની ગતિ ૧ કળા છે. નેપચ્યુન ૨' વક્રી છે. હર્ષલની ગતિ ૩' છે. શનિ વક્રી છે અને તેની ગતિ ૫' ની છે. ગુરૂની ગતિ ૯' કળા છે. તે પ્રમાણે ગ્રહોની ગતિ કાઢવી.

હવે ફોરચ્યુન નામનો એક કલ્પિત ગ્રહ છે. અને પાશ્ચાત્ય વિદ્વાનો તેને કુંડળીમાં લખે છે: આ ગ્રહ કાઢવાની રીત નીચે પ્રમાણે છે.

લગ્નના રાશિ અંશમાં ચંદ્રના રાશિ અંશ ઉમેરવા. અને તેમાંથી સૂર્યના રાશિ અંશ બાદ કરવા,

આપણા દાખલામાં, લગ્ન મકર ૯-૭ નું છે. તેમાં ચંદ્ર વૃશ્ચિકના ૨૬°-૧૦' ઉમેરતાં (૧૦-૯°-૭'+૮-૨૬°-૧૦') ૧૮-૩૫°-૧૭' આવ્યા. તેમાંથી સૂર્યના ૧૦-૨૦°-૦ બાદ કરતાં બાકી ૮-૧૫-૧૭ રહ્યા; એટલે ફોરચ્યુન ગ્રહ જન્મ સમયે વૃશ્ચિક રાશિના ૧૫°-૧૭' કળા એ આવ્યો.

આ પ્રમાણે ગ્રહો તૈયાર કર્યા પછી કુંડળીમાં મૂકવા,

કુંડળીમાં રાશિ લખવા કરતાં રાશિના આંકડા મૂકવાથી કંઇક સહેલું થશે, પરંતુ તેમાં જેને જે ફાવે તે લખવાથી વાંધો આવતો નથી. કેમકે આંકડો તો ચાલુ રાશિ બતાવે છે. જેમકે ૧૦-૯°-૭'

આમ લખવાથી મકર રાશિના નવ અંશ અને સાત કળાનું આ સ્થાન છે અથવા સ. ૧૦-૨૦° આમ લખવાથી સૂર્ય મકર રાશિનો વીસ અંશે છે એમ સમજાય.

## સાયન ભાવચલિત કુંડળી.




સાયન કુંડળીમાં ચલિત કુંડળી જુદી કાઢવાની હોતી નથી. નિરયનમાં જેમ ગ્રહ, ભાવ, જન્મ અને ચલિત કુંડળી એમ ચાર કુંડળીઓ જુદી જુદી કાઢવામાં આવે છે, તેમ સાયનમાં નથી. એ ચારે વસ્તુઓનો સમાવેશ યુક્તિ પુરઃસર એકમાંજ કરવામાં આવે છે. અને તેને ભાવ ચલિત કુંડળી કહે છે.

કુંડળીની સાથે ગ્રહોનાં ડેકલીનેશનની પણ જરૂર છે. ડેકલીનેશનનો અર્થ રેખાંશ છે. એટલે જન્મ સમયે ગ્રહો કઇ રેખાંશ ઉપર આવેલા છે, તે જાણવા સારૂ આ ડેકલીનેશનની જરૂર હોય છે. જ્યારે કોઇ બીજો ગ્રહ આ રેખાંશની નજીક આવે ત્યારે તે ગ્રહની

અસર સારી કે ખરાબ (તે ગ્રહના ગુણ સ્વભાવ પ્રમાણે) થાય છે. તેથી આ રેખાંશો ખાસ તૈયાર કરવી અને તે વિષુવવૃત્તની કઇ દિશાએ છે, ઉત્તર (N) કે દક્ષિણ (S) એ પણ લખવું, અને જન્મ સમયના પ્રમાણમાં ત્રિરાશીથી તેમની ક્રાંતિમાં પણ ઓછા વત્તી કરવું.

ઉપરની કુંડળીવાળાની સ્થુલ ડેકલીનેશન નીચે પ્રમાણે છે.

સૂ. ૨૩ N ૩
ચં. ૨૪ S ૪૨
ને. ૧૯ N ૨૭
હ. ૧૭ S ૨૦
શ ૨૨ N ૧૮
ગુ. ૪ S ૮
મં ૧૪ N ૫૨
શુ. ૧૯ N ૪૫
બુ ૨૩ S ૫૦

આ પછી ગ્રહોની પરસ્પર દૃષ્ટિઓ પણ કાઢવી. જે ઉપરથી જન્મ સમયે ગ્રહો એક બીજાની કેવી દૃષ્ટિમાં છે, તે જણાઇ આવે. પહેલાં સૂર્યની, પછી ચંદ્રની એમ દરેક ગ્રહની અરસપરસ દૃષ્ટિ કાઢવી. તે ઉપરથી કુંડળીનું ફળ શુભ છે કે નેષ્ટ છે તેનું અનુમાન થઇ શકે.

**નમુનાની કુંડળીમાં ગ્રહોની દૃષ્ટિઓ નીચે પ્રમાણે છે.**

| ગ્રહો. | ☉ | ☽ | ♂ | ☿ | ♃ | ♀ | ♄ | ♅ | ♆ | ☊ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ☉ | | ∠ | | ☌ | Q | | ☍ | ⊻ | | ⊻ |
| ☽ | ∠ | | □ | ✱ | △ | Q | ⚼ | | | Q |
| ♂ | | □ | | | | | ∠ | | | |
| ☿ | ☌ | | | | ✱ | | | | | |
| ♃ | Q | | | | | ∠ | | | | |
| ♀ | | | | | ∠ | | | | | |
| ♄ | ☍ | ⚼ | | | | | | ⊼ | | |
| ♅ | ⊻ | | | | | | ⊼ | | | |
| ♆ | | | | | | | | | | |
| ☊ | ⊻ | | | | | | | | | |

# અધ્યાય ૯ મો.

## -રાશિના સ્વભાવ અને ગુણદોષ સંબંધમાં-

પાછલા અધ્યાયમાં લગ્ને જે રાશિ આવી હોય તે ઉપરથી તે કુંડળીવાળાની શારીરિક સ્થિતિ, તેમજ સ્વભાવ જોઇ શકાય તે માટે સમજણ આપી છે; પરંતુ તે રાશિમાં જો કોઇ ગ્રહ હોય તો તે ગ્રહના રૂપરંગ અને ગુણ કે સ્વભાવને અનુસરીને રાશિના ગુણ-દોષમાં પણ કંઇ કંઇ ફેરફાર માલમ પડે છે, માટે તે બાબત પણ ખાસ ધ્યાનમાં લેવાની હોવાથી હવેના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે લગ્ન રાશિમાં જે જે ગ્રહ હોય તે પ્રમાણે શારીરિક બંધારણ અને સ્વભાવ સમજી લઇ જણાવવું. જો તે પ્રમાણે રૂપરંગ કે ગુણ ન મળતા હોય તો જન્મકાળમાં ફેર છે, અથવા તો કુંડળી મૂકવામાં કંઇ ભૂલ થઇ છે એમ સમજવું. પરંતુ એટલુંતો ખાસ યાદ રાખવું કે હવેના પ્રકરણમાં જણાવેલા બધાએ ગુણદોષ કે શારીરિક પ્રકૃત્તિ બધી રીતે મળતાં નહીં આવે: કેમકે આ ગુણદોષ આપીએ રાશિ માટે એટલે અંશ ૧ થી અંશ ૩૦ સુધી માટેના છે. માટે કંઇક ન્યૂનાધિક હોય તો, તે રાશિઅંશ પ્રમાણે મેળવી લેવા.

જન્મકુંડળીની ગેરહાજરીમાં પ્રશ્ન પૂછવાનો પણ રિવાજ છે. આવો પ્રશ્ન એકાએક વિચાર થઇ આવે તેજ વખતનો હોવો જોઇએ. સંકટ સમયે એકાએક પૂછાયલો પ્રશ્ન, કે સંકટકાળે ઉદ્‌ભવેલો વિચાર થઇ આવે તે સમયના વખતનો પ્રશ્ન ઘણોખરો ખરોજ પડે છે. નજીવી બાબતો વિષે કુંડળીઓ મુકવાથી કંઇ અર્થ સરતો નથી; તેમજ વારેવારે એકજ બાબતની મૂકાયલી કુંડળીઓથી કંઇ અર્થ સરવાનો નથી. પરંતુ ઉલટો ગુંચવાડો થાય છે. કેમકે દરેક વખતે મૂકાયલા પ્રશ્નોનો જવાબ જૂદો જૂદોજ આવવાનો. જે સમયે મનમાં જ્યોતિષ જોવરાવવાની આકાંક્ષા ઉત્પન્ન થાય છે, તેજ ખરો વખત

સમજવો. કુંડળી કાઢયા પછી લગ્નમાં જે રાશિ કે રાશિમાં ગ્રહ હોય, તેના જેવો આકાર અને સ્વભાવ પ્રશ્ન પૂછનારનો હોય તો કુંડળી ખરી છે એમ માનવું, અને પછીથી તેનું ફળ કહેવું. પરંતુ જો તે પ્રમાણે ન હોય તો કુંડળીનું ફળ કહેવું એ તુંબડીમાં કાંકરા જેવું છે. પાપી પેટ માટે સામા માણસને-ફળ જાણવાને આતુર માણસને-ખોટે રસ્તે ચઢાવવો, તે એક મહાન પાપ છે.

પાછલા પ્રકરણમાં આપેલી રાશિઓનો આકાર અને સ્વભાવ તેમજ હવે પછીના પ્રકરણમાં જણાવેલા રાશિમાં આવેલા ગ્રહ પ્રમાણેનો આકાર અને સ્વભાવ ફકત પહેલાજ ભાવ માટે નથી, પરંતુ તે ઉપરથી બારે ઘરની બાબતો, લક્ષ પૂર્વક અને કંઇક અકકલ વાપરી ( આમ લખી હું મારા જ્યોતિષ બંધુઓની ખામી બતાવવા કે મારી મહતા વધારવાની ઇચ્છા રાખી લખતો નથી, માટે જે બંધુઓ આથી નારાજ થાય તેની માફી માગું છું. ) જોવાથી સમજી શકાશે. તે ઉપરથી પ્રશ્ન કરનારના મિત્ર, દુસ્મન, નોકર, ભાઇ, સ્ત્રી, પિતા માતા ઇ૦ બાબત પર જે પ્રશ્ન પૂછે તે, તે તે ઘરની રાશિઓ અને ગ્રહો ઉપરથી કહી શકાશે. માટે તે તે બાબતો ધ્યાનપૂર્વક તપાસીને કહેવાથી ખોટી પડવા સંભવ જણાતો નથી.

## અધ્યાય ૧૦ મો

---

### બારે રાશિમાં આવેલા ગ્રહ પ્રમાણે શારીરિક સ્થિતિ તથા સ્વભાવ.

### Body and disposition given by the Planets in the 12 Signs.

જે રાશિનું લગ્ન હોય તે રાશિમાં અમુક ગ્રહ હોય અથવા તે ગ્રહની લગ્ન રાશિ ( Ascendant ) ઉપર મજબૂત દૃષ્ટિ પડતી હોય તો નીચે પ્રમાણે શરીરનું બંધારણ હોય એમ સમજવું.

## મેષ રાશિ ( Aries. ♈, )

મેષમાં હર્ષલ—સહેજ ઉંચો, પાતળો પણ બાંધો સારો; આછાવાળ; વાદળી અથવા ભુરી આંખો; લાલ—ગુલાબી ચહેરો; મજબુત બાંધો; લોભી; ઝટ ગુસ્સે થાય તેવો.

મેષમાં શનિ—સાધારણ કદ; લાલ ચહેરો; મોટાં હાડકાં; કૃશાંગી; કાળા વાળ; નાની આંખ; તકરારી.

મેષમાં ગુરૂ—સાધારણ કદ; પાતળો લાલાશ પડતો લંબગોળ ચહેરો; જાડા ઘણુ જેવા વાળ; નાક ઉંચુ; ચપળ આંખ; વિનયી અને પરોપકારી.

મેષમાં મંગળ—સાધારણ કદ; બેઠો ઘાટ; મોટાં હાડકાં; શ્યામ ચહેરો; આછા અને ગુંચળીયાળા વાળ; ભુરી આંખો; ચપળ આંખ; કરડો દેખાવ; ક્રોધી; લઢવાને આતુર. (જેમાં તે ઘણું ખઇ ફતેહ પામે છે.)

મેષમાં સૂર્ય—ઠીંગણો; બાંધો લઠ્ઠ; ચહેરો સારો; ઘણા ઘઉં વરણા આછા વાળ; મોટું દીલ; ઘણો ઉદાર (દુશ્મનને પણ મદદ કરે); હિમતવાન; વિશ્વાસપાત્ર.

મેષમાં શુક્ર—સાધારણ કદ; પાતળો; સારો ચહેરો; સુંદર વાળ; વાદળી આંખો; ચંચળ અને અદઢ સ્વભાવ; પ્રતિજાતિનો અભિલાષી; અવિવેકી; ઉતાવળીઓ.

મેષમાં બુધ—સહેજ ઉંચો; પાતળો અને નાજુક; લાંબી ડોક; લંબગોળ મોં; કરચલીયાળા આછા બદામી વાળ; શ્યામ ચહેરો; ચંચળ; લોભી સ્વભાવ; જુઠું બોલવાની અને ચોરી કરવાની ટેવવાળો; રમૂજી અને ગૂઢાર્થ મશ્કરી કરનાર; સારો વકતા અને નાટકી.

મેષમાં ચંદ્ર—ગોળ મોં; આછા બદામી વાળ; બાંધો ઠીક; ભુરી આંખ અને સારો ચહેરો; ચંચળ અને ઢચુપચુ સ્વભાવ; મુસાફરીનો શોખ; અસ્વસ્થ.

---

## વૃષભ (Taurus. ૪.)

વૃષભમાં હર્ષલ–ઠીંગણો; જાડો બેઠો ઘાટ; આંખ અને વાળ કાળાં; કાંઇક ભરેલું શરીર; ફિક્કો અથવા પંડરોગી ચહેરો; ટુંકી ગરદન; ઉંડી આંખો; કામાતુર; બડાઇખોર; ખુન્નસી અથવા ઝેરીલો; દૂર રાખવા જેવો માણસ; વિલાસી; શોખીન; છાલકો.

વૃષભમાં શનિ–ડાહ્યો માણસ; ખરબચડી ચામડી; ઉંચાઇ મધ્યમ; કાળાવાળા; હાથ પગ બેડોળ; મંદ; છાકટો; કીનાખોર અને ખુની સ્વભાવનો.

વૃષભમાં ગુરૂ–સાધારણ ઉંચાઈ; ટુંકી જાડી ગરદન; કાળો ચહેરો; બદામી રંગની આંખ; કાળાવાળ; સ્વભાવ સારો; ઉદાર અને દઢ વિચારવાન.

વૃષભમાં મંગળ–મધ્યમકદ; ઠીંગણું અને મેદવાળું શરીર; ગોળ લાલ ચહેરો; ભુરી આંખો; કાળાવાળ; પહોળું મોં; ખાઉધરો, વિષયી; લાગણી વગરનો; તોફાની અને ઘણા ખરાબ સ્વભાવનો.

વૃષભમાં સૂર્ય–ઠીંગણો; મજબૂત બાંધો; આછા બદામી વાળ; ભુરી આંખ; મોટું મોં; મગરૂર; અવિચારી; બહાદુર; ઝટ મત બાંધનાર; ગુમાની.

વૃષભ શુક્ર–પુટકું શરીર; સાધારણ રીતે માંસાળ; સારા દેખાવનો; લોહીયાળ ચહેરો; બદામી વાળ; સ્વભાવ સારો; સામાનું મન જીતી લેનાર; સ્ત્રીઓમાં ભળનાર. (જેમના તરફથી તેને ઘણું માન મળે છે).

વૃષભમાં બુધ–મધ્યમકદ; ભરેલું મોં; બદામી વાળ; શ્યામ ચહેરો; ભુરી અથવા હેઝલ આંખો; વાતોડીઓ; પોતાનુંજ રૂડું ઇચ્છનાર; અતિશય દારૂડીઓ; અવિચારી.

વૃષભમાં ચંદ્ર–દેખાવદાર શરીર; જરા ઠીંગણો અને હૃષ્ટપુષ્ટ; ફિક્કો ચહેરો; બદામી વાળ; ભુરી આંખો; ભોળો; પરગજુ સ્વભાવ; માનવંત; પ્રતિજાતિમાં ભળનાર–વિષયી.

## મિથુન ( Gemini. ♊ )

મિથુનમાં હર્ષલ—ઉંચું પાતળું કદ; આછા બદામી વાળ; ભુરી આંખો; ઘાટદાર; ઉતાવળે ચાલનાર; ચંચળ અને હોંશિયાર; શાસ્ત્રનો-વિદ્યાનો શોખિન; સારા સ્વભાવનો; રીતભાતમાં વિલક્ષણ; ઉદાર અને શોધક બુદ્ધિનો.

મિથુનમાં શનિ—કદમાં જરા ઉંચો; લંબગોળ મોં; કાળા પણ બદામી વાળ; નિસ્તેજ શ્યામ ચહેરો; યુક્તિબાજ; દુનિયાની ચીજોનો શોખ.

મિથુનમાં ગુરૂ—ઘાટદાર શરીર; ઉંચો; રતાશ પડતો ચહેરો; ખુલ્લા મનનો; ભોળો; વિદ્યા અને મંડળીઓનો શોખીન.

મિથુનમાં મંગળ—કદમાં જરા ઉંચો; બદામી વાળ; ભુરી આંખ; રતાશપર ચહેરો; મજબૂત શરીર; મોટાં હાડકાં; લાંબા હાથ; ઉદ્ધત; ઉદાર; સ્વતંત્ર વિચારનો; લોભી; આશાવંત.

મિથુનમાં સૂર્ય—ઘાટદાર શરીર; રાતો ચહેરો; ભુરાવાળ; મોટી ભુરી આંખો; સારો સ્વભાવ; વિનયિ; મળતાવડો; વિદ્યાનો શોખીન અને પરગજુ.

મિથુનમાં શુક્ર—મધ્યમ કદ; પાતળો અને સુંદર; સ્વચ્છ રાતો ચહેરો; આછા બદામી વાળ, ઘણું ખરૂં વાદળી આંખો; સ્વભાવે નરમ અને સારો; ખુલ્લા મનનો અને સૌ પ્રત્યે માયાળુ; દરેકને વહાલો લાગે તેવો અને માનવંત.

મિથુનમાં બુધ—ઉંચો, પાતળો પણ ઘાટદાર શરીર; કાળા બદામી વાળ; હેઝલ આંખો; નાક ઉંચું; હાથ લાંબા; આંગળીઓ મોટી; ઘણો ઉતાવળીઓ; ચાલાક; શાસ્ત્રનું થોડુંજ જ્ઞાન હોય; સારો વક્તા; હુન્નર; વિદ્યા અને ભાષાનો શોખીન; સાધારણ રીતે સારા ખવાસનો,

મિથુનમાં ચંદ્ર—ઘાટદાર શરીર; સહેજ ઉંચુ કદ; બદામી વાળ; સારો સ્વભાવ; જરાક ફિક્કો ચહેરો; અનુકુળ પણ વાતોડિયો; ઘણોજ

હોશિયાર; ડાહ્યો અને સાવચેત. પણ જો શનિ એકલો ચંદ્રને દૃષ્ટિ કરતો હોય તો મીઠા બોલો અને કપટી.

## કર્ક ( Cancer. ♋)

હરશલ—ટુંકું કદ, બેઠું ભારે શરીર; ફિક્કો ચહેરો; કાળા ભુરાવાળ; ભુરી આંખો; મગરૂર; દારૂનો શોખિન; તોફાની; વિલક્ષણ; ચક્રમ સ્વભાવ.

શનિ—મધ્યમ કદ; પાતળો અને સુકલકડી; કાળા વાળ; નબળો; દુર્બળ બાંધો; રીતભાતમાં લુચ્ચો અને ઠગ; દારૂડિયો અને મુખ્યત્વે કરીને દુઃખી મનુષ્ય

ગુરૂ—મધ્યમ કદ; ફિક્કો ચહેરો; લંબગોળ મોં; કાળા બદામી બાળ; બદામી રંગની આંખો; વિજયી અને ઉપકાર કરનારો, પણ કંઈક લુચ્ચો; દુર્બળ શરીર.

મંગળ—ખોડવાળું અથવા લાંબા ટુંકા માપનું શરીર; દેખાવ ફિક્કો અને બેડોળ ચહેરો; બદામી વાળ; ભુરી આંખ; ચોરી કરવાની અને દારૂ પીવાની ટેવ વાળો; ફીનાખોર અને ખરાબ સ્વભાવનો.

સૂર્ય—ટુંકું કદ; ફિક્કો અને માંદગી ભરેલો દેખાવ; ભુરા વાળ અને ભુરી આંખો; વિષયી, સ્ત્રીઓનો શોખિન; રમત ગમતને ચાહનાર; ઘણો ઉદાર અને ખુલ્લા મનનો; કેફી ચીજો પીનાર અને છાકટો,

શુક્ર—નાનું કદ; કંઈક માંસાળ; ગોળ મોં; ફિક્કો ચહેરો; આછા વાળ અને વાદળી આંખો; નાજુક સુંદર શરીર; નરમ અને ભલો; બેદરકાર અને ભોળો; દારૂ અને સ્ત્રીઓને ઇચ્છનાર.

બુધ—ઠીંગણું કદ; ફિક્કો ચહેરો; પાતળો મોંનો દેખાવ; કાળા વાળ; નાની ભુરી આંખો ને અણીદાર નાક. સ્વભાવ-વારંવાર બદલાઇ જાય તેવો; અનિશ્ચયી; લાલચિયો; ચંચળ; હાથનો ચોર.

ચંદ્ર—મધ્યમ કદ; ભરેલો સુંદર ચહેરો; માંસાળ ગોરૂં શરીર; ફિક્કા ભુરા વાળ; ગોળ મોં; મળતાવડો, આનંદી અને માયાળુ સ્વભાવ; સૌ પ્રત્યે માયાળુ; નિર્દોષ; આબરૂવાળો.

## સિંહ. ( Leo. ♌ )

હરશલ—મોટા કદનું શરીર; મજબૂત પહોળા ખભા; આછા બદામી વાળ; આછી મૂછો; ઠરેલ ચાલ; સ્વભાવમાં ઉદાર અને ખુલ્લા મનનો; ચરકેલ; લશ્કરી રીતભાતનો; મગરૂર અને હુજતી.

શની—મોટું કદ; મજબૂત અને પહોળા ખભા, ભુરા વાળ; મોટાં હાડકાં પણ શરીર પાતળું; અહંકારી અને કડક દેખાવ, સ્વભાવ-દંફાંસિઓ; તુરંગી; કીનાખોર અને તામસી.

ગુરૂ—ઘાટદાર મજબૂત બાંધો; ઉંચું કદ; આછા ભુરા વાળ; રતાશ પડતો ચહેરો; ભરેલી મોટી તેજસ્વી આંખ. સ્વભાવ.-ખુલ્લા હૃદયનો; ઉદાર, ઉમદા અને બહાદુર.

મંગળ—ઉંચું કદ; લાંબા મજબૂત અને ચંચળ અવયવો; લાલ ચહેરો; ફિક્કા વાળ; મોટી ભુરી આંખો; દૃઢ અને નિડર ચાલ. સ્વભાવ-ઉદાર અને માયાળુ; મગરૂર ચહેરાનો દેખાવ; લડાયક રમતોનો શોખીન; ગુસ્સાવાળો પરંતુ ભલો.

સૂર્ય—સુંદર રતાશ પડતો ચહેરો; મજબૂત ઘાટદાર શરીર; આછા બદામી અથવા બરછટ વાળ; મોટું મોં અને મોટી આંખો; પ્રમાણિક અને વિશ્વાસપાત્ર, લોભી અને આશાવંત; કંઇક મગરૂર અને ચોકસ.

શુક્ર—ઘાટદાર પણ સહેજ ઉંચું કદ; ગોળ મુખ; ભરેલી આંખો સ્વચ્છ ચહેરો; આછા બદામી અથવા ધોળા બરછટ વાળ; કંઇક કામી, ઘણો માયાળુ, ઉદાર અને ખુલ્લા મનનો છતાં કંઇક મગરૂર અને હઠીલો.

બુધ—કંઇક પાતળું પણ ઉંચુ કદ; મોટી આંખ અને શ્યામ ચહેરો; ગોળ મુખ; ફિક્કા વાળ; પહોળું અને ઉંચું નાક; ઉતાવળીઓ; તમો ગુણી; મગરૂર અને લોભી.

ચંદ્ર—ઘાટદાર ઉંચું કદ; મોટાં હાડકાં; ભુરા વાળ; મોટી ભરેલી આંખો; લોહીઆળ ચહેરો; મહત્વાકાંક્ષી અને સારા સ્વભાવનો, લોભી અને સાવચેત.

## કન્યા ( Vergo. ♍ )

હરશલ—ઠીંગણો બાંધો-કદ, કાળા વાળ અને કાળી આંખો; પાતળું શરીર; નાનાં અવયવો; નવાઈની તેમજ અજાએબ જેવી નવી ચીજોનો શોખીન; વિદ્વાન; જીજ્ઞાસુ; પણ સંસારી કામકાજમાં નીચ સ્વભાવનો.

શનિ—ઉંચો અને કૃશાંગી; કાળા વાળ; શ્યામ પડતો ચહેરો; કડક પણ ઉદાસી દેખાવ; ગુસ્સાને દબાવી શકે તેવો; મનમાંને મનમાં બળનાર; વિચિત્ર વિચારોવાળો; શાસ્ત્ર અને વિદ્યા ભણવાના લક્ષણવાળો,

ગુરૂ—પૂર્ણ કદ; કાળા વાળ; રતાશ પડતો ચહેરો પણ સ્વચ્છ નહિ; લોભી ડંફાંસી; તામસી અને ટુંકી નજરનો કે અવિચારી.

મંગળ—ઘાટદાર પણ સાધારણ કદ; કાળા વાળ; લાલાશ ચહેરો; ભુરી આંખો અને ગોળ મોં; ઘણોજ ગુસ્સાવાળો; તામસી, ઉતાવળીઓ તેમ ડંસીલો; ગુમાની અને ઘણો ઝાંઝી.

રવિ—ઘાટદાર ઉંચું કદ, પણ કંઇક પાતળો; સારો દેખાવ; બદામી વાળ અને ભુરી આંખો; આનંદી, અને શોધક બુદ્ધિનો; વિદ્વાન અને ખુલ્લા વિચારવાળો.

શુક્ર—ઉંચું પણ ઠીકઠાક શરીર; બદામી વાળ; લંબગોળ મુખ; શ્યામ પડતો રાતો ચહેરો; બોલવામાં ઉતાવળીઓ; ચંચળ અને ઉ-તેજક; વાદ્ય અને ગાયનનો શોખીન; માનવંતો.

બુધ—પાતળું ઉંચું કદ; કાળા વાળ; લાંબુ મોં, નાની કાળી આંખો, ચંચળ, ઉતાવળીઓ અને ચાલાક; શાસ્ત્ર, ભાષા અને ઘણી વિદ્યાઓ જાણવાને આતુર ને રસીઓ; સારો વક્તા; ખંધો અને પોતાનોજ લાભ જોનાર.

**ચંદ્ર**—મધ્યમ કદ; ફિક્કો ચહેરો; કાળા કે બદામીવાળ; ઉદાસી અથવા ધ્યાની; બહુ બોલો; પોતાને મોટામાં ખપવાની ઇચ્છાવાળો; ભપકાદાર, લોભી.

## તુલા. ( Libra. ♎ )

**હરશલ**—સારા મજબૂત બાંધાનો; મોટા કદનો; ગોળ મોં; આછાવાળ અને રાતો ચહેરો; વિદ્વાન પણ લોભી મનનો; વિચિત્ર રીતભાતનો અને ઝટ તપી જાય તેવો.

**શનિ**—ઉંચું શરીર; કંઇક સુંદર; બદામી અથવા ભગવા વાળ; લંબગોળ મોં; આગળ પડતું ઉન્નત નાક; ઉંચું કપાળ; મગરૂર; સાવધ અને વાદવિવાદનો શોખીન.

**ગુરૂ**—જરા ઉંચું અને પાતળું ઘાટદાર શરીર, ભરેલી આંખો, આછા બદામી વાળ; સ્વચ્છ ચહેરો; ખુલ્લો, ઉદાર સ્વભાવ. દરેક જણનું કામકાજ કરવાને આતુર અને ઉમંગી.

**મંગળ**—ઘાટદાર શરીર; ઉંચો; આછા બદામી વાળ, લંબગોળ મોં; રતુમડા ચહેરો; જલદીથી ચઢી જાય તેવો પણ ખુશનુમા દેખાવનો; લાલચુ; મોજ શોખને આરામનો શોખીન.

**સૂર્ય**—મધ્યમ કદ; લંબગોળ મુખ; લાલ આનંદી ચહેરો; ભરેલી આંખ ને ફિક્કા વાળ; ઉડાઉ; બહાદુર; ખુલ્લા મનનો ને ઘણોજ ઉદાર; મગરૂર અને પોતાને માટે સારો અભિપ્રાય ધરાવનાર.

**શુક્ર**—દમામદાર ઉંચું કદ; રતુમડો ચહેરો; ફિકકા બદામી વાળ; ભુરી આંખો; સારો દેખાવ; ઘણું ખરૂં દરેકનો વહાલો અને માનવંત; વિનયી અને કામ કરી છૂટનાર.

**બુધ**—સારો બાંધો; આછા બદામી વાળ; ભુરી આંખો; રતુમડો અથવા શ્યામ પડતો ચહેરો; શોધક; કરકસરીઓ, સૌને ગમે તેવી રીતભાત; સારો વકતા; શાસ્ત્ર અને હુન્નરનો શોખીન,

**ચંદ્ર**—સારો બાંધો; આછા ભુરા વાળ; રતુમડો ચહેરો; સુંદર દેખાવ; મળતાવડો અને વિનયી; મંડળીઓ અને હાસ્યનો શોખીન; દરેકનો વહાલો અને માનવાળો.

## વૃશ્ચિક. (Scorpoio. ♏)

**હરશલ**—ટુંકું અને બેદા ઘાટનું શરીર; પહોળા ખભા અને બેડોળ હાથ; શ્યામ ચહેરો; કાળા વાળ અને કાળી આંખો; અદેખો; ઠગ અને લુચ્ચો માણસ; પીવાનો અને આનંદનો શોખીન; દરેક રીતે બદમાસ.

**શની**—ઠીંગણું કદ; જાડો; મજબૂત અને બેઠો ઘાટ; પહોળા ખભા; ઝીણી કાળી આંખો; અદેખો; તોફાની; ચોરી કરવાની ટેવવાળો; વારંવાર ઉપાધિમાં આવી પડનાર.

**ગુરૂ**—મધ્યમ કદ; કાળા વાળ; માંસાળ ચહેરો અને ઉગ્રપણુસી દેખાવ; ધીંગું શરીર; ફુંપદી અને મોટામાં ખપવા પ્રયત્ન કરનાર; લાલચુ; ચંચળ અને ઉદ્યોગી.

**મંગળ**—ઘાટદાર મધ્યમ કદ; પહોળું મોં; કાળો ચહેરો; કાળા કરચલીવાળા વાળ; વિષયી; ઉતાવળીઓ અને ઝેરીલો; લોભી અને આશાવંત; દરેક કામ ખંતથી કરી પુરૂં કરનાર.

**સૂર્ય**—ચોખંડું શરીર; ભરેલું મુખ; પહોળા હોઠ; કાળાશ પડતો ચહેરો; બદામીરંગા વાળ; જોઇએ તેવું માંસાળ શરીર; શોધક; લોભી; ઉમંગી ને ચાલાક. સારો દાકતર અથવા કેમિસ્ટ.

**શુક્ર**—ઠીક બાંધાનું કંઇક ફાંદવાળું શરીર; પહોળો ચહેરો; ભુરા વાળ; વાદળી કે ભુરી આંખો; દારૂડીઓ; ખરાબ સોબતવાળો; પોતાનાજ લાભનો પોતે દુશ્મન.

**બુધ**—નાનું કદ; બેઠો ઘાટ; પહોળા ખભા; કાળો ચહેરો; બદામી વાળ; જુઠું બોલનાર; ચોરી કરવાની ટેવવાળો; ઘણા ખિડરારવા જેવા ગુણવાળો; દવાઓનું સારૂં જ્ઞાન ધરાવનાર.

**ચંદ્ર**—બેડોળ કદ; ઠુંઠો જાડો અને માંસાળ ચહેરો; કાળા વાળ; છાકટો; ઘણા દુર્ગુણથી ભરેલો અને ઘણો હવસી.

## ધન (Sagittarius. ♐)

હર્શલ—મોટું ઉંચું કદ; ફિક્કા વાળ અને આછી ભુરી આંખ; ઉંચું કપાળ; સારો દેખાવ; ખુલ્લા મનનો ઉદાર; સઘળી જાતની રમતનો શોખીન; દરેક બાબતમાં તડાપાપડ કરનાર; આવેશી.

શનિ—મોટું શરીર; ભુરા સોનેરી વાળ; રતુમડો ચહેરો; લંબગોળ મોં; બદામી આંખો; સુંદર નાજુક દેખાવ; વિજયી; ન્યાયી અને ઉદાર; હલકાં અને નિંદ્ય કામોને ધિક્કારનાર; કસરત અને આરામનો શોખીન.

ગુરૂ—ઉંચું સીધા સોટા જેવું શરીર; ભુરા સોનેરીવાળ; રતુમડો ચહેરો; લંબગોળ મોં; બદામી આંખો; સુંદર નાજુક દેખાવ; વિનયી; ન્યાયી અને ઉદાર; હલકાં અને નિંદ્ય કામોને ધિક્કારનાર; કસરત અને આરામનો શોખીન.

મંગળ—જરા ઉંચો; ઘાટદાર શરીર; રતુમડો કે કાળો ચહેરો; બદામી વાળ; ખુલ્લી આકૃત્તિ: ચંચળ આંખ; ઉતાવળીઓ તેમ ધાંધલીઓ સ્વભાવ; ઉદાર અને ખુલ્લા મનનો; ઢોર અને ઘોડાના વેપારમાં ઘણું ખરૂં ભાગ્યવંત.

સૂર્ય—ઉંચું ઘાટીલું શરીર; લંબગોળ આકૃતિ; લોહીયાળ ચહેરો; આછા બદામી વાળ; ઉંચા આશાવંતા વિચારવાળો; મોટી અને ઉમદા ચીજોની વાંચ્છનાવાળો; ઉદાર અને ખુલ્લા મનનો.

શુક્ર—ઘાટદાર શરીર: ચોખો ચહેરો; બદામી વાળ; ઉમદા આકૃતિ; ખુલ્લા મનનો; ઉદાર; સારા સ્વભાવનો; પરગજુ; મોજ મઝા અને આનંદનો શોખીન.

બુધ—ઉંચો; સુંદર આકૃતિ, ફાંદવાળો નહિ: મોટાં હાડકાં; બદામી વાળ: રતુમડો ચહેરો: મોટું નાક; વિષયની અતિ વાંચ્છનાવાળો પણ ઝટ શાંત પડે; કામમાં હુજતી.

ચંદ્ર—સુંદર ઘાટીલું શરીર; લંબગોળ ચહેરો; ચળકતા બદામી વાળ; રતુમડો અથવા શ્યામ ચહેરો; ભુરી આંખ; ઉદાર; ભલો; ગુસ્સાવાળો પણ માફ કરનારો; લોભી; આશાવંત.

## મકર ( Capricorn. ♑ )

હરશલ—મધ્યમ કદ, સારો બાંધો; ટુંકી ગરદન; ઉંચું કપાળ; કાળા વાળ; ભારે આંખ; મગરૂર; લુચ્ચો; કડક; થોડાંકજ પ્રશંસાપાત્ર ગુણોવાળો, અને ઘણી ખરાબ ચાલચલગતનો.

શનિ—પાતળું શરીર; ઠીંગણું કદ; ખડબચડી ચામડી; કાળો ચહેરો; ઝીણી આંખો અને લાંબી મુખાકૃતિ; દિલગીર; ચીઢીયો; બે વિશ્વાસુ અને લોભી; ગંભીર પણ કરડા દેખાવનો; ખંતીલો; કાર્ય દક્ષ.

ગુરૂ—નાજુક બાંધો; ફિક્કો; પાતળું મોં અને ફિક્કો ચહેરો; નાનું માથું; કાળા વાળ; અશક્ત અને કમતાકાત; ચીઢીઓ અને નિરૂત્સાહી; ઘણું ખરૂં દુ:ખી; કંઇક દિમાગી; સત્તાધારીની સામે થનાર.

મંગળ—નાનું કદ; પાતળો; રતુમડો ચહેરો. નાનું માથું; પાતળું મુખ; કાળા આછા વાળ; શોધક; બહાદુર; અક્કલવાળો અને મક્કમ; પાકા વિચારનો; ઉમંગી; કામકાજમાં ફતેહ મેળવનાર; એન્જી-યરીંગ બુદ્ધિ.

સૂર્ય—મધ્યમ કદ; નાજુક બાંધો; ફિક્કો બેડોળ ચહેરો; બદામી વાળ; લંબગોળ મુખ; પાતળા હાડનો; ન્યાયી; ભલો; આબરૂદાર; રમુજી.

શુક્ર—ઠીંગણું કદ; ફિક્કો અને માંદગીવાળો ચહેરો; પાતળું અને સુકું મોં; કાળા કે બદામી વાળ; ભુરી આંખો; વિનયી; પરગજુ; વ્યભિચારી અને તેમાંજ પોતાનું નાશ કરનાર; યુક્તિ પ્રયુક્તિથી કરનાર; જગા ને દરજ્જાનો આતુર.

બુધ—નાજુક સુકલકડી દેખાવ; પાતળું મોં; બદામી વાળ; કાળાશ પડતો ચહેરો; કમાન જેવા પગવાળો; ( શનિ, મંગળ કે હરશલની બુધને ખરાબ દષ્ટિ હોય તો લંગડો ); ચીઢીઓ અને ઢંગધડા વગરનો; ઉંડી નજરનો; હોંશિયાર અને ભેદ પારખે તેવો.

ચંદ્ર—નીચું કદ, બેડોળ; શરીર અને મોં પાતળું ને કૃશાંગી; કાળા આછા વાળ; નાક પોપટ જેવું, નબળા ગુંડણુ; નીચા હલકા સ્વભાવનો અને વ્યભિચારી; સાવધ; ખંધો; સ્વાર્થી;

## કુંભ. (Aquarius. ♒)

હરશલ—મધ્યમ કદ; ભુરાવાળ; ઘાટીલું અને સુંદર પહોળું મુખ; મોટી તેજદાર આંખ; ઘણો કરામતી; ચમત્કારિક શોધો પાછળ મંડનાર; વિદ્યા અને હુન્નરનો શોખીન; વિચારોમાં કંઇક વિચિત્ર; સારા સ્વભાવનો; ઘણી ઝડપવાળો; માણુસ જાતની ઉન્નતિ માટે મદદ કરનાર.

શનિ—મધ્યમ કદ; જરાક મજબૂત; ઘણા કાળા કે ભુરા વાળ; મોટી ભુરી આંખો; મોટું માથું અને પહોળો ચહેરો; મિતાહારી; ડાહ્યો; વિદ્યાનો શોખીન; ખંતીલો; ઉદ્યોગી; પોતાના માટે સારો મત ધરાવનાર; વકીલાત કે છુપી નોકરી કરવા તરફ વલણ.

ગુરૂ—મધ્યમ કદ; ધીંગું શરીર; સફાઇદાર ચહેરો; લાંબુ મોં; ભુરા કાળા વાળ; આનંદી; ખુશ મિજાજી; પરોપકારી સ્વભાવ; કોઇને પણ ઇજા ન કરનાર; સાચો; માયાળુ અને મોજશોખી.

મંગળ—મધ્યમ કદ; સારો બાંધો; કંઇક જાડું શરીર; રતુમડા વાળ; સફાઇદાર રતુમડો ચહેરો; તકરાર અને વાદવિવાદ કરનાર; લડાઇ ઉભી કરનાર; ગુસ્સાવાળો; તાબે ન થઇ શકે તેવો; ચીપી ચીપીને બોલવામાં આનંદ માનનાર; પોતાને મોટામાં લેખનાર.

સૂર્ય—મધ્યમ કદ; સ્થૂળ શરીર; ઘાટીલો અને સફાઇદાર ચહેરો; ગોળ મુખ; ફિક્કા ભુરા વાળ; સાચો અને ભલો; પરગજુ અને ઉદાર જરા મગરૂર; હુન્નર, સાયન્સ અને સમાજ ઇ૦ માં રસ લેનાર મહત્વાકાંક્ષી.

શુક્ર—સુંદર ઘાટીલું શરીર; કંઇ સ્થૂલ દેહ; નિર્મળ રતાશ પડતો ચહેરે ફિક્કા ભુરા અથવા શણુના જેવા વાળ; કાળી બ્લુ આં

નિખાલસ; પરગજુ; મદદ કરવા માટે હંમેશાં તૈયાર; સલાહ શાંતિને ચાહનાર; માયાળુ; માનવંત.

બુધ—કદ અચોક્કસ; મોટું ભરેલું મોં; સારો દેખાવ; ભુરા કે કાળા વાળ; શોધક બુદ્ધિનો; હુન્નર, વિદ્યાનો શોખીન; અભ્યાસી, તર્કશાસ્ત્રમાં હોંશિયાર; માનસિક બાબતમાં અને સ્વભાવમાં સ્થિર; હદ હાજર જવાબી.

ચંદ્ર—મધ્યમ કદ; સારો બાંધો; જરા સ્થૂળ શરીર; ભુરા વાળ; સફાઈદાર રતુમડો ચહેરો; નિર્દોષ; ઉત્સાહી; વિનયી; ચાલાક; શોધક બુદ્ધિ. ( આ રાશિ શનિની હોવાથી ચંદ્ર માટે સારી નથી, તેમજ સ્થિર રાશિ છે. જન્મેલો મનુષ્ય ભાગ્યશાળી હોતો નથી. ) દુરાગ્રહી; આપમતિયો; જુના રીતરિવાજમાં રસ લેનાર.

## મીન. (Pisces. ♓)

હરશલ—ઘણુંજ ઠીંગણો; ફિક્કો ચહેરો; કાળા વાળ અને કાળી આંખ; બેડોળ હાથ પગ; ચાલવાની રીત વિચિત્ર; લંપટ; વિલક્ષણ; ધીક્કારવા જેવો; આળસુ.

શનિ—મધ્યમ કદ; ફિક્કો ચહેરો; કાળાશ પર વાળ; મોટું માથું; ભરેલી મોટી આંખો; લુચ્ચો; હૈયાનો કપટી; ઢોંગી; દગાખોર અદેખો; નાદાર; ચોરીના ખવાસવાળો. સારી કુંડળીમાં મનનો સારો; ભક્તિ પૂજાવાળો પણ કમનસીબ,

ગુરૂ—મધ્યમ કરતાં નીચો; બાંધો મજબૂત; દેખાવ સાધારણ; વાળ ફિક્કા ભુરા; અભ્યાસુ; ભલો; મુસાફરીથી ફાયદો; ભાગ્યવંત; માનવંત.

મંગળ—નીચું ભરેલું શરીર; કદરૂપો ચહેરો; મોટી આંખો; ઝાંખી ચામડી; દુર્ગુણી, દારૂ અને બદફેલીનો સંગી; છીનાળવો; આળસુ હરામખોરીનાં કામ કરનાર. જો સારી કુંડળી હોય તો માયાળુ, પ્રેમી અને પરગજુ.

સૂર્ય—નાનું કદ; કંઇક જાડું; ગોળ મોં; ફિક્કો માંદો ચહેરો; આછા ભુરા વાળ; ભુરી આંખો; વ્યભીચારી; દારૂડી અને જુગારી; ઉડાઉ અને ખર્ચાળ; સારો તરનાર.

શુક્ર—મધ્યમ કદ; ગાંઠ જેવું શરીર; સારો ચહેરો; બદામી વાળ; વાદળી આંખ; ગોળ મોં; સારી બુદ્ધિ; સંપને ચહાનાર; આબરૂદાર; સાચવટ વાળો. ( શુક્ર આ રાશિમાં ઉંચનો થાય છે ).

બુધ—નીચું કદ; બદામી વાળ; પાતળું મો; માંદો ચહેરો; આખા શરીરે ઘણું કરીને પુષ્કળ વાળ હોય; દારૂડીઓ; બેવકુફ; ખિન્ન; મિજાજી.

ચંદ્ર—હૃષ્ટ પુષ્ટ; ફિક્કો ચહેરો; આછા બદામી વાળ; મોં ગોળ પણ બેડોળ; શરીર નીચેનો ભાગ બેડોળ; ચાલવાની ગતિ વિચિત્ર; પગલામાં આંગળાંનાં નિશાન છેટે છેટે દેખાય; આલસ; ભિક્ષુ; સારી કુંડળીમાં વિનયી; આગતાસ્વાગતા કરનાર. ખરાબ કુંડળીમાં–રંડીબાજ; ખાય તેનું ખોદે તેવો; પોતાનુંજ સુખ જોનાર.

## નેપચ્યુન. (Neptune. ♆)

નેપચ્યુન લગ્ને હોય તો દેખાવ નીચે પ્રમાણે હોય; પણ તે બાબત ચોક્કસ કહી શકાય નહિ. છતાં મેળવી જોવામાં કંઇ હરકત નથી. ઘણું ખરૂં તો મળતું આવે છે.

મેષ—ઠીંગણું અથવા સહેજ ઉંચુ કદ; નાજુક રાતો ચહેરો; લાંબી ડોક; ભટકવાનો સ્વભાવ; જીંદગી સામે ફાવાદાવા થાય; દુશ્મનો ડર વધે–ધાતુક્ષય; ઉટાંગ વિચારો; જુઠો; ખોટું કરતાં આંચકો ન ખાય.

વૃષભ—મધ્યમ કદ; ગાંઠ જેવો; વાદળી આંખ; ઘણોજ સુંદર; મોહક; ભારે વળે તેવી ડોક; ભૂલથાપ આપે તેવો અવાજ; કામી; સંગીત ને હુન્નર કલા વિષયક; આચાર ભ્રષ્ટ.

મિથુન—ઉંચો; ધાટીલું શરીર; નાજુક દેખાવ; ટીખળી; એક્ટર; મોટી સૂચક આંખો; ચળકતી સહેજ કાળી ચામડી; બોલવામાં ઉંચી નીચી શ્રેણીવાળો; સંગિતમાં હોંશિયાર: કવિ; કામી; ચોરી-તોફાન કરનાર; બકવાખોર.

કર્ક—તીવ્ર લાગણીવાળું શરીર; આવેશી; અસ્થિર; હુન્નરી; હસતું તેમજ રોવું ઝટ આવે તેવો; પુછી પુછીને કાયર કરનાર; પારકા ઉપર આશ્રય રાખનાર.

સિંહ—સાધારણ કદ; ઉગ્ર; માયાવાદિ સ્વભાવ; ચળકતી આંખો; ઉદાર વૃત્તિ; વિચિત્ર વિચારો; વહી ગયેલો.

કન્યા—શરમાળ; લાગણીવાળો; મર્યાદશીલ; જુના રીત રિવાજનો શોખ; વિનોદી; ચંચળ આંખ; નાજુક કાન; બહુ વાળ; મધ્યમ કદ; યુક્તિ પ્રયુક્તિવાળો; કપટી: ચોર: દગાખોર; નિયમ વિરૂદ્ધ મોજમઝા.

તુલા—દિવ્ય દેખાવ, મોટી પાણીવાળી આંખ; સહેજ ઉંચું કદ; ઉંચી ભાવના પણ તુરંગી; છટાદાર વક્તા; કવિ: અંતર્ગ્નાની: સુધરેલા વિચાર; વ્યભિચાર માટે વલખાં મારનાર.

વૃશ્ચિક—કુમતિ; એકાંતવાસી; થોડા બોલો; મર્મ ભેદક લાગણી; દુઃખ સહન કરી શકે; વિચારપૂર્વક ખૂન કરવાની શક્તિ;દવાનો શોધક; આકર્ષક અથવા ન ગમે તેવો દેખાવ: ગૂઢાર્થિ આખ; ભવાં ભારી; જનનેંદ્રિય મજબૂત.

ધન—( આ રાશિમાં સ્વગ્રહી જેવો છે ) કદ ઉંચું; દેખાવ સારો; કાંતિવાળી આંખ; કોમળ પણ ભીના હોઠ: ઉદાર: સર્વ પ્રિય; ધર્મ સંબંધી અભ્યાસુ.

મકર—ઠાલો; આકર્ષક; ઝીણા વીસા વાળ; ઝાંખી કાળી ચામડી; બ્લૂ ગ્રે મિશ્ર આંખ; પોલીટિકલ; મનોસૃષ્ટિવાળો; અર્થ શાસ્ત્રી; ખરાબ કુંડળીમાં ખટો; સ્વાર્થી; આકાંક્ષાઓ પૂર્ણ કરવામાં વજ્ર છાતી

વાળો; હલકી સોબત; દારૂડીઓ; યુક્તિ કરવામાં ચાલાક; કારીગરીમાં કુશળ.

કુંભ—(આ રાશિમાં સારી અસર કરે છે) દેખાવ સુંદર; મોટી આંખો; મધ્યમ કદ; નાજુક ચહેરો; પુષ્કળ વાળ; હુન્નરી; સ્થાપક તરીકે કામ કરનાર; હલકી કુંડળીમાં યુક્તિ શુન્ય; બીજા ઉપર આધાર રાખનાર; પ્રપંચી ને ચાલાક.

મીન—(આ રાશિ રવ અહીં છે) શાંત; માયાળુ; લાગણીવાળો; દાબવાળો; કવિતા તથા લાલિત્ય પ્રિય; પ્રેરણા શક્તિ; આશાભર્યા; ચામડી મોતા જેવી; આંખો ઉંડી; સ્વભાવ નરમ; હલકી પ્રતિમાં-દારૂડી; બદફેલી; આળસુ; પરંતુ એવો હુન્નરી હોય કે ભુખે ન મરે; ફિક્કો ચહેરો; ઉંચો; પાતળો; લાંબી ડોક.

## રાહુ-કેતુ

લગ્નવન—(રા) મગજ ધુમ રાખે; મુશ્કેલીમાં કંઇ સમજણ ન પડે; સીધે રસ્તે ચાલનાર.

(કે) લોકમાં અપવાદ, આપઘાત કરવા મન થાય, દરેક ચીજમાં બદ દાનત.

બીજું ઘર—(રા) આડે માર્ગે પૈસાનો વ્યય; વારસા-ભાગ સંબંધી ઝઘડો; છોકરાં ને મિત્રો પાછળ ખર્ચે.

(કે) કુટુંબમાં કલેશ; આવક બંધ; એકલપેટો; સૃષ્ટિ વિરૂદ્ધ કર્મમાં ખર્ચ; ઉંધા સટ્ટા; પોતાના છોકરાંને કાઢી મૂકે.

ત્રીજું ઘર—(રા) ધર્મ ન માનનાર; મોસાળમાં ઝઘડા કરનાર મિત્રોમાં ખટપટી; સ્ત્રી જોડે ન બને.

(કે) ભાઇઓમાં કંકાસ કરનાર. સ્વાર્થી, ધર્મ ભ્રષ્ટ. કાકાઓ જોડે કજીઓ; ગામ બહાર ન જનાર.

ચોથું ઘર—(રા) મા જોડે ન બને; સાધુવત્તિ થાય સ્ત્રીઓને લોભ આપી લલચાવે; પોતાની સ્ત્રીની કુંડળી હોય તો છોકરાં માટે ઘેર ઘેર ભટકે.

(કે) કુટુંબ અને માની અને ખરાબી કરે; ઘરબાર હરાજ કરાવે; પોતાની સ્ત્રીની દલાલી કરે; ભીખારી સ્થિતિમાં મરે; અસતોષી.

પાંચમું ઘર—(રા) વાહનનું સુખ; સૃષ્ટિ વિરૂદ્ધ કામ કરે; ઉંધા સટા; છોકરાં ખરાબ નીવડે; ઘરડપણમાં છોકરાં થાય.

(કે) છોકરાં માટે ખરાબ; ચાલ ખરાબ; મતિહીન; અકકલનો ઓથમીર; સટ્ટામાં ખરાબી.

છઠ્ઠું ઘર—(રા) મોસાળમાં કંકાસ; ખાવામાં કંજુસ; તબીયત સારી ન રહે.

(કે) મોસાળમાં સત્યાનાશવાળે; નોકરો તરફથી ઝેરનો ભય; મોસાળમાં અપવાદ; ખટપટી; દગલબાજ; ગ્રહો ખરાબ હોય તો પોતે ઝેર પી મરે.

સાતમું ઘર—(રા) સ્ત્રી તરફથી અસંતોષ; અને ઘણું કરી ન સંતાન; ખરાબ ચાલ; કામી; મંગળ યુરેનસની ખરાબ દૃષ્ટિમાં આપઘાત.

(કે) મોડું લગ્ન થાય કે કુંવારો રહે; શાંત; કોર્ટ કજીયા ન ગમે; પ્રોગ્રેસ સૂર્યની ખરાબ દૃષ્ટિ વખતે બદબોઈ આવે; આબરૂ ખોવરાવે; સ્ત્રીની ચાલચલગત માટે અફવા.

આઠમું ઘર—(રા) ઘણો કામી; વારસાની ખટપટ ને અંતે સમાધાની; છોકરાં તરફથી મુશ્કેલી; મિત્રો, કંપની કે નાટકવાળાઓથી હેરાન ગતી (વધુ માટે જુઓ સાયન જ્યોતિષ)

(કે) લગ્ન વખતે તકરાર; વારસાનું મોડું; સંતાન અને મિત્રો પ્રત્યે દ્રોહી; આંતરડામાં પીડા; ઝેરીલો; કુટુંબ કલેશી; ખરાબ દષ્ટિમાં ઝેર ખાય કે આગથી બળે. (વધુ માટે જુઓ સાયન જ્યોતિષ.)

નવમું ઘર—(રા) મુસાફરી અને ત્યાં ઘોટાળા; ધર્મ ઢોંગી.

(કે) અધર્મી; ધર્મનો દુશ્મન; સાસરાવાસી; ગમે તે રીતે સત્તા મેળવનાર; ભુંડા ભૂત જેવો; તુલાનો કેતુ ઉલટું પરિણામ આપે છે.

દસમું ઘર—(રા) નવમે વર્ષે આફત; પીતા સાથે ન બને; ડીટેક્ટીવ ખાતામાં લાભ; સાળોમાં કામ કરનારને દસમે રાહુ હોય છે.

(કે) ક્રુર ઘાતકી છતાં નસીબદાર; ઝેરથી કે ખટપટથી બેહાલ બને છે ને મરે છે.

અગીયારમું ઘર—(રા) મિત્રો તરફથી ધમકી; છોકરાં તરફથી દુખ; પૈસાનું નુકશાન; સિદ્ધિ રિદ્ધિ આપનાર ગ્રહ છે.

(કે) મિત્રોમાં વિખવાદ; નાતજાતમાં ગેર આબરૂ; અધુરી આશાઓ; જો શનિ કંજકશનમાં આવે તો અજબપતિ સુધી બને.

બારમું ઘર—(રા) ખટપટથી નિરાશા; ફુલણજી ને પાછળ પસ્તાવો કરનાર; દેવાળું કાઢનાર.

(કે) શત્રુઓનો નાશ; તબીયત સારી રાખે; કેદ ભોગવાવે; ઝેર આપી ખુન કરે.

# પ્રકરણ ૧૧ મું.

## દરેક ભુવને બેઠેલા હરશલ ગ્રહનું ફળ.

## The position and the significations of the planet Herschel.

---

**હરશલ લગ્ન ભુવનમાં** હોય અને લગ્નરાશિ, **અગ્નિતત્વની (૧ ૫ ૯) હોય** તો **માણુસ** ઘણો ઉદ્ધત, માથા ફરેલ, સાહસીક, ઉગ્ર, લોભી, નવાઇની ચીજોનો શોખીન, બેચેન વૃત્તિનો, જ્યોતિષના વલણુવાળો, મોટાં મોટાં કામો તરફ નજર દોડાવનાર, શોધક બુદ્ધિવાળો, તકરાર અને વાદવિવાદનો શોખીન હોય છે. જો પૃથ્વિતત્વની (૨,૬,૧૦) લગ્ન રાશિ હોય તો હઠીલો, માથાનો ફરેલ, દગલબાજ; હેવાન્યતવાળા સ્વભાવનો, કીનાખોર, ડંશીલો, ખાઉધરો અને ઘણો લુચ્ચો હોય છે. જો વાયુતત્વની (૩,૭,૧૦) લગન રાશિ હોય તો વિદ્વાન, ઉંડાણુ ભેદ સમજનાર, પેચી, ઘણી વિદ્યાઓનો અને ખાસ કરી ગુપ્ત વિદ્યાનો શોખીન, સાચું બોલનાર, કંઇક મગરૂર અને જીદી હોય છે. જળતત્વની (૪,૮,૧૨) લગ્ન રાશિ હોય તો દારૂડીઓ, હલકી સોબત, લુચ્ચાઇ ભરેલાં કૃત્યો, કાછડી છુટો, છાલકું મન, હઠીલો અને દ્વેષી, અદેખો, મૂર્ખ અને ખરાબ રીતભાતનો હોય છે. હરશલ જો લગ્ને હોય તો ઘણું કરીને તે માણુસ એકંદરે હઠીલો, લુચ્ચો, ઉદ્ધત, વાતોડીઓ, સમજવાળો, મગરૂર, કીનાખોર અને અદેખો હોય છે, તેમ ખરાબ રીતભાતનો ઢચુપચુ મનનો અને સમજાવવો કઠણુ થઇ પડે તેવો, સાહસિક અને ઘણો સ્વતંત્ર, મગજ ઘણી ઉલટી વાતોથી ભરપુર, અને આવેશથીજ કામ કરનાર હોય છે. આવા માણુસો પોતાના ખાસ માણુસો સાથે તકરાર કરી ઉઠે છે, સગાંથી દૂર રહે છે અને ભટકતો ફરે છે.

**હર્શલ બીજા ભુવનમાં** હોય તો પૈસા એકાએક આવે અને એકાએક જતા રહે: ધન સંબંધી મુસ્કેલાઇ અને ગુંચવણ ઉભી થાય છે. વારંવાર અણધાર્યાં મોટાં નુકશાન આવી પડે.

**હર્શલ ત્રીજા** ભુવનમાં હોય તો વારંવાર સ્થાનનો ફેરફાર કામકાજમાં અસ્થિરતા, નાની મુસાફરીનો શોખ, સ્વતંત્ર રીતભાત; લખાણ અને કાગળો સંબંધી ખટપટથી મુસ્કેલાઇ આવી પડે, ભાઇઓ અને પડોશીઓ સાથે અણબનાવ; વિદ્યા અને જ્યોતિષનો શોખ; ગુપ્તવિદ્યા માટે પ્રયાસ; વિચિત્ર ચોપડીઓનો સંગ્રહ.

**હર્શલ ચોથા** ભુવનમાં હોય તો માબાપથી તજાયલો; ધારેલા પૈસા અને મિલકત માટે વાંધા ને મુસ્કેલાઇ; ઘરડપણમાં દુઃખ અને ગરીબાઇ. (ગ્રહના બળાબળ ઉપર આધાર રાખે છે;) જો બળવાન હોય તો ઘડપણમાં સુખી.

**હર્શલ પાંચમા** ભુવનમાં હોય તો છોકરાં ન થાય અથવા અલ્પજીવી હોય કે કમોતે મરે: છોકરાં તરફથી દુઃખ હોય. સોરટી સરત અને સટ્ટામાં નુકશાન: જુગારી હોય કે ઘણો એશઆરામી કે વિષયી. સ્ત્રીની કુંડળી માટે ખરાબ, જુવાન ઉમ્મરમાં ગેરઆબરૂ થવાનો સંભવ. (ખાસ કરીને કર્ક કે મીન રાશિ પાંચમા ભુવને હોય તો).

**હર્શલ છઠ્ઠા** ભુવનમાં હોય તો નોકરો, ચાકરો અને હાથ નીચેના માણસો તરફથી દુઃખ; તેમનો વિશ્વાસ રાખવો નહિ; જો હર્શલ વૃષભ રાશિમાં છઠ્ઠા ભુવને હોય તો કંઠ રોહિણી થવાનો સંભવ. કોઇ કોઇ વખતે દાકતરોથી પણ ન સમજી શકાય તેવો રોગ થાય છે.

**હર્શલ સાતમા** ભુવને હોય તો ઘણો ખરાબ ગણાય છે. દુઃખી લગ્ન: વિયોગ, અથવા છુટા છેડા: સ્ત્રી અથવા પુરૂષ ઘાતકી, છિનાળવું કે સખત હોય; અથવા સંસાર સુખરૂપ ન નિવડે, રોજની તકરારો કે ઉંચા મન રહ્યાંજ કરે: કાયદાની તકરારો થાય; ભાગીદારી

માટે ખરાબ; બળવાન હરીફથી ઘણું ખમવું પડે; વેપાર માટે સારૂં નથી (નુકશાન આવે); દરેક બાબતનું ખરાબ પરિણામ મળે.

**હરશલ આઠમા ભુવને** હોય તો ધણી કે ધણીઆણી ગરીબ હોય અથવા પૈસા ઉડાવે; વારસા માટે મુશ્કેલાઇ આવે, વખતે વારસો હોય તો ઉડી જાય; મરનારની મીલકત માટે ઘણીજ ખટપટો થાય. જો ખરાબ દૃષ્ટિમાં હોય તો આપઘાત કરાવે.

**હરશલ નવમા** ભુવનમાં હોય તો ગૂઢ વિદ્યા, જ્યોતિષ, ભાષા, હુનર વગેરે વિદ્યાનો શોખીન થાય, મુસાફરી કરાવે, ધર્મ સંબંધી વિચિત્ર વિચારો રાખે; સ્વતંત્ર; દૃઢ; માથાફરેલ હઠીલો આપમતિઓ થાય. લગ્નથી થયેલાં સગાં તરફથી ઘણી અડચણો ભોગવવી પડે.

**હરશલ દસમા ભુવનમાં** હોય તો ચઢતી ને પડતી વારાફરતી; લોકોમાં માન તેમજ અપજશ મળે; ઉપરીઓ સાથે ખટપટ થાય, ધંધારોજગાર વારંવાર બદલાય; રખડતા ફરવાનું થાય; બદનામી; સ્ત્રીઓથી તરછોડ; સ્વતંત્ર અને પોતાના મતને હઠથી વળગી રહેનાર.

**હરશલ અગીઆરમા ઘરમાં**—દોસ્તો મદદ કરનારા મળે, તેમજ મદદ માગનારા પણ મળે; બહુ ઓળખાણો લાભદાયક નથી. જેટલા દોસ્તો ઓછા હોય તેટલો લાભ છે, કારણ કે પ્રસંગોપાત દોસ્તોથી હેરાનગતિ અથવા નુકશાન ભોગવવું પડે.

**હરશલ બારમા** ઘરમાં—છુપા તેમજ ખાનગી ઘણા દુશ્મનો; લુચ્ચા અને ખંદા માણસો હેરાન કરવામાં રાજી થાય; જે રાશિમાં હરશલ હોય તેવાં તે માણસોનાં વર્ણન હોય. જો મંગળની ખરાબ દૃષ્ટિ આ ઘરમાં હોય તો ચોર, લુટારાથી સાવચેત રહેવું, તેમ અકસ્માત માટે સંભાળવું.

આ વર્ણન દરેક ઘરમાં એકલો હરશલ હોય તેનુંજ છે, પરંતુ તે જો બીજા ગ્રહોની સાથે કંજકશનમાં-યુતિમાં હોય તો કંજકશનનું ફળ નીચે પ્રમાણે આપે છે.



# અધ્યાય ૧૨ મું.

## હર્શલની યુતિ અને દષ્ટિઓ.

## The conjunctions and aspects of Herschel.

**હર્શલ શનિ સાથે યુતિમાં કે ખરાબ દષ્ટિમાં હોય તો**–૧ લા ૨ જા, ૭ મા, અથવા દસમા ઘર સિવાયની બીજા ઘરોમાં દષ્ટિ બહુ ઉપયોગી નથી. **૧ લા ઘરમાં** યુતિ કે પાપ દષ્ટિ હોય તો મનને કપટી કાવાદાવાવાળુ, અદેખું, ખુની અને ખુન્નસવાળું બનાવે છે. **બીજા ઘરમાં** હોય તો ધનનો નાશ, ને પૈસાની હમેશની હાડમારી હોય. **ત્રીજા ઘરમાં** હોય તો ગુપ્તવિદ્યા અને જ્યોતિષનો શોખ; ભાઇઓ તરફથી હાની. **ચોથા ઘરમાં હોય** તો ગરીબાઇ અને વૃદ્ધાવસ્થામાં દુઃખ. (પણ જો ૭, ૧૦, ૧૧ મી રાશિમાં હોય તો દુઃખી મરણ સૂચવે છે). **પાંચમા ઘરમાં** હોય તો છોકરાંનું મૃત્યુ. **છઠ્ઠા ઘરમાં** હોય તો ભારે અને લાંબી માંદગી, અપ્રમાણિક નોકરો. **સાતમા ઘરમાં** હોય તો દાવાઓ થાય, નુકશાન થાય, દેવાળુ કઢાય; દુઃખદાયક લગ્ન. **આઠમા ઘરમાં** હોય તો લગ્નથી કંઇ ફાયદો કે લાભ ન થાય. **નવમા ઘરમાં** હોય તો ગુપ્ત વિદ્યાઓનો શોખ, સારૂં મગજ, ધર્મ ઉપર અવિશ્વાસ. **દસમા ઘરમાં** ઘણી ગેરઆબરૂ, નામોશી, અને ઘણુંખરૂં નાશ અને કેદ. **અગિઆરમા ઘરમાં** દોસ્તો તરફથી ખરાબી થાય. **બારમા ઘરમાં** હોય તો ચોરી થાય; છુપા અદેખા અને લુચ્ચા દુશ્મનો થાય.

**હર્શલની ગુરૂ સાથે ખરાબ દષ્ટિ**—મુકરદમામાં હાર; મીલકત કે વારસો જે ધણી ધણીઆણીને મળવાનો હોય તેમાં અડચણો આવે; વેપાર માટે સારૂં નથી; ફતેહ ન મળે; વારંવાર ઓચિંતી અને ભારે ખોટનો ભય. સટ્ટો ન કરવો. **મંગળ સાથે યુતિ અથવા ખરાબ દષ્ટિ**—ઘણો અદેખો; બહાદુર અને લોહીનો તરસ્યો; ચોરી અથવા લુટફાટ કરે; કેદમાં જાય. ત્રીજા, નવમા, દસમા, બારમા કે લગ્ન

ભુવનમાં આ બંને અથવા બેમાંથી એક પણ ગ્રહ હોય તોજ ઉપર પ્રમાણે બને. સાતમા ઘરમાં જો હોય. તો લગ્ન માટે ઘણું ખરાબ. કાંતો વિયોગ કે છુટા છેડા થાય અથવા તો ખુન કે હાનિ થાય; દાવાઓ અને ભાગીદારો માટે પણ ખરાબ છે; તેમજ લશ્કરી ધંધા માટે પણ ખરાબ છે.

**હર્ષલ સૂર્ય સાથે યુતિ કે પેરેલલ**—પહેલા ઘરમાં હોય તો મનુષ્ય બહાદુર હીમતવાન, નિખાલસ, અને આબરૂદાર થાય. બીજા ઘરમાં કે દસમા ( મીડહેવન ) માં થાય તો અમુક વખતે મોટી ફતેહ આપે, તેમ અમુક વખતે અનિષ્ટ પણ કરે (ધનવાન કરે તેમ ભિખારી પણ બનાવે). સ્ત્રીની કુંડળીમાં આમ હોય તો તે ઘણું ખરાબ છે. તે વારંવાર કુવારાઓ સાથે સંબંધ કરે છે. પોતાના ધણીને તજીને બીજા સાથે પયાલન કરે છે. સૂર્યની હરશલ સાથે ( સ્ત્રીની કુંડળીમાં ) કોઇ પણ દૃષ્ટિ સારી નથી, અને તેમાં ખાસ કરીને ૯૦° કે ૧૮૦° બહુજ ખરાબ છે.

**રવિની ખરાબ દૃષ્ટિ.**—ઘણી અડચણો ને ખટપટ; ગેરઆબરૂ અને બળવાન દુશ્મનોથી, જાહેર મંડળીઓથી, અથવા રેલ્વેથી નુકશાન; આખી જીંદગીભર કામ ઉંધાંજ થાય, નુકશાન અને નિરાશાજ અનુભવાય. જો હરશલ અથવા સૂર્ય ૧ લા અને ૨ જા કે દસમા ઘરમાં હોય તો ઘણું ખરાબ. સ્ત્રીની કુંડળી માટે યુતિનું ફળ સમજવું.

**શુક્ર સાથે યુતિ કે પેરેલલ**—જો ૧ લા, ૩ જા કે ૯ મા ઘરમાં યુતિ હોય તો, તે માણસ સારો ગવૈયો કે નટ હોય; અથવા સારો ચિતારો કે મૂર્તિકાર હોય; અને તેમાં નામ કાઢે, પરંતુ રંડીબાજ અને મોજશોખી હોય. બીજા કોઈ પણ ભુવને હોય તો પ્યારમાં ખલેલ આવે અને પરણ્યા પછી કોઇ સાથે આડો વ્યવહાર હોય. સાતમા ઘરમાં જો યુતિ હોય તો સ્ત્રી વ્યભિચારી હોય. દસમા ઘરમાં હોય તો મોટા માણસની અથવા સત્તાવાળી સ્ત્રીથી ભાગ્યોદય થાય.

**શુક્રની ખરાબ દૃષ્ટિ.**—પ્યારમાં અડચણો; અદેખાઇનુ વલણ; સ્ત્રીઓ ધિક્કારે કે તરછોડે; હલકી જાતની સ્ત્રીઓમાં બગડે; જો શુક્ર કે હરશલ ૧લા, ૨ જા, ૫ મા, ૭ મા કે ૧૦ મા ઘરમાં હોય તો આવું ખાસ થાય છે.

**બુધ સાથે યુતિ કે પેરેલલ**—૧ લા ભુવનમાં થાય તો તે માણસ મોટો વિદ્વાન થાય; હુન્નર ને ભાષામાં નામના અને માન મેળવે; ૩ જા ને નવમા ઘરમાં હોય તો ગુપ્ત વિદ્યા અને જ્યોતિષનો શોખિન હોય; વિચિત્ર રીતભાતવાળો; નવા વિચાર યોજનાર ને સારી સમજદારીવાળો હોય; પણ જીંદગીમાં કોઇ વખતે લોકો તેની સખ્ત નિંદા કરે. જો ૧૨ મા ભુવને યુતિ થાય તો લોકોને વાતોનો વિષય થઇ પડે; ગર્વી તેમજ દારૂડીઓ થાય.

**બુધ સાથે ખરાબ દૃષ્ટિઃ**—નાગું, કડવા બોલું; બીજાઓની ભૂલો ખોળનાર, ગમે તેવું સારૂં છપાવે તો પણ તેમાં લાભ ન મળે, ઉલટી તેમાં સખ્ત ટીકા થાય; લોકો વિરૂદ્ધ હોય,

**ચંદ્ર સાથે યુતિ કે ખરાબ દૃષ્ટિઃ**—સ્ત્રી પ્રત્યે બેવફા, વ્યભિચારી; લગ્ન પછી ખરાબ માર્ગે દોરાય; વખતે છુટા છેડા થાય; વારંવાર સ્થાન બદલો; ઘણી મુસાફરી કરે; સ્ત્રીની કુંડળીમાં હોય તો ઘણી બેવફા હોય અને પરણેલી સ્ત્રીઓમાં ફરતો જણાય.

## અધ્યાય ૧૩ મો.

## હરશલની શુભ દૃષ્ટિઓ.

**શનિ સાથે શુભ દૃષ્ટિઃ**—ખાસ ઉપયોગી નથી. હરશલ અને શનિ વચ્ચે જો ૯૦° કે ૧૮૦° અંશ હોય તો દિવ્યદૃષ્ટિને ઉત્તેજે છે અને દૃષ્ટિને તેજ આપે છે,

**ગુરૂ સાથે યુતિ કે શુભ દૃષ્ટિઃ**—ખાસ કરીને જો હરશલ કે ગુરૂ બીજા કે આઠમા ઘરમાં હોય ને બળવાન હોય તો વારસાથી લાભ; વેપારમાં નફો; ધાર્મિક અને મોટી જગાનો શોખ. નવમા ભુવને ધર્મકાર્યમાં ફતેહ આપે છે.

**મંગળ સાથે શુભ દૃષ્ટિ:**—હીંમતવાન અને આત્મશ્રદ્ધાવાળો; માથાફરેલ; ઝનુની; ઉદાર; બહાદુર; સારો ડૉક્ટર કે હોશિયાર સૈનિક હોય ને તેમાંજ નામ કાઢે. (જો મંગળ કે હરશલ, રાશિ કે ભુવનથી ઉંચના હોય તો આ ફળ હોય છે.)

**સૂર્ય સાથે શુભ દૃષ્ટિ:**—અજાણ્યા અને મોટી ઉમરના મનુષ્યોથી ફાયદો; કોઇપણ જાતની નોકરીમાં ફતેહમંદી (ખાસ કરીને સરકારી અથવા જાહેર ખાતાની). ઘણા સરકારી નોકરોને જન્મથી સૂર્ય હર્ષલ મિત્રો હોય છે. સ્ત્રીની કુંડળી હોય તો નાનપણમાં લગ્ન થાય, અથવા મજબૂત પ્રેમ ઉભો થાય; જો ચંદ્ર, શનિ કે મંગળની પાપ દૃષ્ટિમાં હોય તો અનીતિને રસ્તે ચઢે.

**શુક્ર હરશલની શુભ દૃષ્ટિ:**—પ્રેમમાં ફતેહ; સ્ત્રી જાતિની મહેરબાની હોય; ગાયન અને વિદ્યામાં પ્રવીણ. જો શુક્ર અથવા હરશલ, રાશિ કે સ્થાનથી ઉચ્ચના હોય તો ઘણું સારૂં ફળ આપે છે.

**બુધ હરશલની શુભ દૃષ્ટિ:**—ભાષામાં ફત્તેહ; ફળદ્રુપ અભ્યાસુ મન; નવા વિચારો ઉદ્દભવે; નવાઇની ચીજોનો શોખ; જો બુધ કે હરશલ પહેલા, ત્રીજા, કે નવમા ઘરમાં હોય અને મિથુન, કન્યા, તુલા કે કુંભ રાશિના હોય તો આવું ફળ હોય છે.

**ચંદ્ર હરશલની શુભ દૃષ્ટિ:**—લગ્ન પછી અનીતિને રસ્તે ચઢાવે છે, પરંતુ છુટા છેડા ન થાય. જો ચંદ્ર ને હરશલ બળવાન હોય એટલે પહેલા, દસમા કે ત્રીજા અને નવમા ઘરમાં હોય છે તો ફાયદાવાળી ઘણી મુસાફરી કરાવે; એક સ્થળે સ્થાયી ન રહેવાય.

---

## અધ્યાય ૧૪ મો.

### દરેક ભુવને એકલા બેઠેલા શનિનું ફળ.

### The positon and the significations of the planet Saturn.

---

**શનિ લગ્ન ભુવનમાં** હોય તો–તે માણસ બીકણુ, સાવધ, અવિશ્વાસુ અને ડરકુ, વિચારવંત, અદેખો, વેરલેનારો, લોભી, થોડા બોલો અને એક માર્ગી હોય છે. **અગ્નિતત્ત્વ રાશિ** ( મેષ, સિંહ, અથવા ધન) માં હોય તો તેનો સ્વભાવ સુધરે છે, અને તે ખુલ્લા મનનો, સીધો અને કામકાજમાં પ્રમાણિક પણ કંઇક ઉદ્ધત પ્રકૃતિનો, તકરાર અને વાદવિવાદનો શોખીન અને આકળો હોય છે. **પૃથ્વીતત્વ રાશિમાં** તેમાં પણ ખાસ વરખ રાશિ હોય તો કીનાખોર, દારૂડીઓ, મૂર્ખ, અને ઉદાસી હોય. કન્યા રાશિમાં હોય તો જીજ્ઞાસુ, વહેમી અને ચીઢીઓ હોય. મકર રાશિમાં હોય તો તર્કબાજ તેમ, સ્વાર્થી, લુચ્ચો, મહેનતુ, અને કરકસરીઓ હોય છે. **વાયુતત્વ રાશિમાં** એટલે મિથુન, તુલા કે કુંભ રાશિમાં હોય તો વિચારવંત, પાકા વિચારવાળો, ખંતીલો, મનન કરનાર, કંજુસ અને પોતાનાજ કામને જોનાર, નિખાલસ અને ધાર્મિક વૃત્તિવાળો હોય છે. ત્રીજી અને અગીઆરમી રાશિઓ સાતમી રાશિ કરતાં સારી છે, કારણુ કે તુલામાં હોય તો ઘણો જીદી, સ્વાર્થી, કંજુસ અને અભિમાની હોય છે. **જળતત્ત્વ રાશિમાં** તેમાં ખાસ કર્ક કે મીનનો હોય તો મૂર્ખ, મંદ, ગમગીન, નીતિભ્રષ્ટ, ફટાણું બોલનાર, ધર્મની બાબતમાં આવેશી હોય. વૃશ્ચિકનો શનિ હોય તો લુચ્ચો, દગાબાજ અને વિશ્વાસ ન કરવા જેવો હોય. એકંદરે લગ્ને શનિ હોય તો તે માણસ શરમાલ અને એકાંતવાસી, મનન કરનાર, હઠીલો અને ઉદાસી, લુચ્ચો, ઠગ, અને પોતાનોજ લાભ સાચવનાર, કંજુસ, ધરવખુ, દઢતાથી વળગી રહેનાર,

ધર્મ સંબંધી વિચિત્ર વિચારવાળો, તુરંગી, ઘણું ખરૂં બોલતાં અચકાય, પોતાના ને પોતાના કુંટુંબનો લાભ જોનાર, કઠોર, અને ફેરફારોની સામે થનાર હોય છે.

**શનિ બીજા ઘરમાં**—પૈસા સંબંધી ઘણી હાડમારી, નુકશાન; વેપારમાં ન ફાવે; પૈસા માટે ઘણીજ મહેનત કરવી પડે. શનિ અધમનો હોય તો આખી જીંદગી યા થોડો વખત પ્રમાણમાં ગરીબાઇ ભોગવે. (રાશિ અને દૃષ્ટિઓ ખાસ લક્ષમાં લેવી.)

**શનિ ત્રીજા ઘરમાં**—મુસાફરીમાં ભય અને નુકશાન; દુખદાયક મુસાફરી; પડોશીઓ અથવા ભાઇઓમાં તકરાર; વિચારવંત; જ્યોતિષ વિદ્યા અને નવાઇની બાબતોનો શોખ; ગંભીર; દૃઢ નિશ્ચયવાળો; ખંતીલો.

**શનિ ચોથા ઘરમાં**—બાપની માંદગી કે મોત; અંત વખતે સખત ગરીબાઇ અને દુઃખી મોત. જો શનિ તુલા, મકર કે કુંભનો હોય તો એથી ઉલટું જાણવું. જમીન કે મીલકત મળે અને શાંત રીતે મોત થાય. મરતાં સુધી ધનની વાંચ્છાના રહે.

**શનિ પાંચમા ઘરમાં**—જો ૩, ૬, ૭ કે ૧૦ મી રાશિનો હોય તો છોકરાં ન થાય. બીજી રાશિઓ હોય તો બચ્ચાંઓ મરી જાય અથવા તો તેઓ માબાપને હમેશનાં દુઃખ કર્ત્તા થઇ પડે ને દારૂડીઆં થઇ વહેલાં મોત માગે; સટ્ટો કે જુગાર માટે ખરાબ, ખોટજ આવે.

**શનિ છઠ્ઠા ઘરમાં**—ખરાબ છે. ભારે માંદગી આવે. સ્થિર રાશિમાં ( ૨, ૫, ૮ ને ૧૧ ) હોય તો પથરી, રેતી, હાર્ટડીસીઝ, ડીપથેરીઆ, કંઠ અને ગળાના દરદો થાય. દ્વિરાશિમાં ( ૩, ૬, ૯ ને ૧૨ ) હોય તો ક્ષય, દમ, અમુઝણ, નાસુર, ખરાબ પગ, આંતરડાં અને મૂત્રાશય સંબંધી ફરીઆદ હોય. ચર રાશિમાં ( ૧, ૪, ૯ ) હોય તો છાતીમાં દુઃખાવો, હોજરી મંદ, સંધિવા કે કળતર. તુલા રાશિમાં હોય તો કલેજાની પીડા, ખરાબ નોકરો મળે અને તેમના તરફથી નુકશાન થાય.

**શનિ સાતમામાં**—(સ્ત્રી કે પુરૂષ) ઉદાસી, થોડા બોલું, દિલગીર, કરડો, હોય. જો ચર રાશિમાં હોય તો ભાગીદારનું મૃત્યુ થાય અને બીજી કે ત્રીજી વાર લગ્ન થાય. જો શનિ ખાસ બળવાન હોય તો લગ્નથી પૈસો કે મીલકત મળે, અને લગ્ન વિધવા સાથે કે વિધુર સાથે થાય. નીતિભ્રષ્ટ થવાય. લગ્ન ભાગ્યેજ સુખદાયી નીવડે; ઘણા દગાબાજ અને ખુલ્લા દુશ્મનો થાય. ભાગીઆ માટે, દાવા માટે, અને બીજાઓ સાથે લેવડદેવડ માટે આ સારો ગ્રહ નથી.

**શનિ આઠમામાં**—જો શનિ બળવાન ન હોય તો લગ્નથી પૈસા ન મળે; વારસામાં કે મિલ્કત મળવામાં તકરાર કે અડચણ આવે.

**શનિ નવમા ઘરમાં**—ધર્મની બાબતમાં દ્રઢ; માથાફરેલ; વિચારવંત; થોડા બોલો અને મનન કરનાર; અભ્યાસુ; જ્યોતિષ, ગુપ્ત વિદ્યા, જાદુ અને એવી અસાધારણ ચીજોનો શોખીન; પાણીની મુસાફરીમાં ભય; લગ્ન કરવાથી સગાંનો તરછોડાયલો. જો શનિ સ્થાન કે દૃષ્ટિથી બળવાન ન હોય તો પરદેશ ન જવું.

**શનિ દશમા ઘરમાં**—જીંદગીમાં ફતેહ મળે, તેમ નાસીપાસીને નામોશી પણ મળે; ધંધા રોજગારમાં વારંવાર ગેરઆબરૂ; માતાને દુઃખી કરે કે મારે. શનિ ઉંચે ચઢાવે છે તેમ પાડે છે.

**શનિ અગિયારમા ઘરમાં**—જુઠા, દગલબાજ મિત્રો અને તેમના તરફથી ભારે ખમવું પડે. જે માણુસને આ સ્થાને શનિ હોય તેણે કદી ધીરધાર ન કરવી કે જામીન કદી પણ ન થવું. એ સલાહકારક છે. છોકરાં તરફથી પણ દુઃખ ખમવું પડે.

**શનિ બારમા ઘરમાં**—ખાનગી અને દગલબાજ દુશ્મનો હોય, જે ખાનગી રીતે નુકશાન કરવા યત્ન કરે અને તેમાં ફાવે છે. ખોટા આરોપો આવે; કદાચ કેદ ભોગવાવે; છુપી રીતે ઝેર લાગવાનો ભય.

હંમેશાં શનિનું બળાબળ જોવું. બળવાન હોય તો ફળની સારી અસર વધારે છે, નિર્બળ હોય તો ખરાબ અસર વધારે છે.

---

## અધ્યાય ૧૫ મો.
## શનિની દૃષ્ટિઓ. (સારી)
## The good aspects of the planet Saturn.

---

**શનિ ગુરૂ સાથે યુતિ કે પેરેલલ કે શુભ દૃષ્ટિ**—જો ગુરૂ સાતમા ઘરનો માલીક હોય તો વારસાથી કે લગ્નથી ધન કે મીલકત મળે. બીજા ઘરમાં હોય તો ધંધામાં ફતેહ અને નફો; નવમા ઘરમાં હોય તો ધર્મગુરૂ થાય; દસમા ઘરમાં હોય તો માન આબરૂ અને મોટો હોદ્દો મળે. આ દૃષ્ટિઓ ઘણું કરીને મીલકત, પૈસો, અને વારસામાં ભાગ અપાવે છે; માણસને સાવધ બનાવે છે અને મોટા અધિકાર ઉપર લઇ જાય છે.

**શનિ મંગળ શુભ દૃષ્ટિ**—હિમ્મતવાન; બહાદુર; સરસ સૈનિક હોય અથવા નસીબવાન કસાઇ હોય; મજબૂત સ્નાયુઓ; વિશ્વાસુ; મકકમ વિચારનો; ખંતીલો. ( ૧, ૩, ૯, ૧૦ મા ઘરમાં હોય તો આવું ફળ આપે છે. )

**શનિ સૂર્યની શુભ દૃષ્ટિ**—દૃઢ; ખંતીલો અને સાવધ; મોટા અને સત્તાવાન મનુષ્યોથી ફાયદો અને ફતેહ; ફાયદાકારક ધંધો અથવા સરકારી નોકરી; આબરૂમાં વધારો. સ્ત્રીની કુંડળીમાં હોય તો મોટી ઉમ્મરે લગ્ન થાય અથવા ઉમ્મરે મોટાથી પરણે. જો શનિ ૭, ૧૦, કે ૧૧ મે હોય તો ધણી પાસે પૈસો હોય પણ સ્વભાવનો નીચ હોય અને લગ્ન સુખી ન નીવડે.

**શનિ શુક્રની શુભ દૃષ્ટિ**—પ્યારમાં ફતેહ; દૃઢ; સ્ત્રી અને છોકરાંમય; અને લાગણીવંત, જલદીથી પીગળી જાય; ખંતીલો અને સાવધ. સ્ત્રીની કુંડળીમાં હોય તો ડહાપણ; પતિવ્રતા, શુદ્ધ ભાવ-વાળી હોય.

**શનિ બુધની શુભ દૃષ્ટિ**—પોતાના કામ અને જાત માટે ઘણો સાવચેત; વિદ્યાનો શોખીન, ખંતીલો; વિચારવંત; મનન કર-

નાર; સારી સમજ વાળો; ચાલચલગત અને વર્તણુકમાં એક ધોરણી. તોપણુ સ્થાન અને રાશિઓ ઉપર ઘણો આધાર હોય છે. વાયુતત્વ રાશિઓ ખાસ સારી. જળતત્વ રાશિઓ જરા સારી. જો. ૧, ૩, ૯ મા ઘરમાં હોય તો અસર ઘણી જણાઇ આવે છે, બીજા ઘરમાં ઓછી જણાય છે.

**શનિ ચંદ્રની શુભ** દૃષ્ટિ—ઘણો શાંત અને ખંતીલો, ફતેહ અને પુષ્કળ પૈસો મળે. સ્ત્રીની કુંડળીમાં સારી તંદુરસ્તી, ઉદ્યોગી, લાંબી નજર પહોંચાડનાર; ડાહી અને પુરતા સુખવાળી બનાવે છે.

---

## અધ્યાય ૧૬ મો.

## શનિની અશુભ દ્રષ્ટિઓ.

### The bad aspects of the planet Saturn.

---

**શનિ ઉપર ગુરૂની પાપદૃષ્ટિ**—કાયદા અથવા ટ્રસ્ટીઓ મારફત પૈસાની ખુવારી; માલમીલકતનો નાશ; વારંવાર સટ્ટામાં ઉતરાય ને તેથીં ભારે નુકશાન ખમવું પડે; મીલકત ઉડાવી દે. જો શનિ કે ગુરૂ સાતમા ઘરનો માલિક હોય તો ધનવાન સ્ત્રી જોડે વરવાની ઇચ્છા થાય પણ ફવાય નહિ; ધર્મ સંબંધી ઉત્સાહી; ધંધામાં ન ફાવે; છોકરાંનું મૃત્યુ થવાનો સંભવ; ભાગ્યેજ ધનવાન થવાય.

**શનિ મંગળ પાપદૃષ્ટિ કે કંજંકશન**—ખરાબ છે, સ્વભાવ ગરમ અને ગલીચ; ઝેરીલો અને ખુની; કેદખાનું ભોગવે; લુચ્ચો અને અપ્રમાણિક. (ખાસ કરીને શનિ કે મંગળ ૧ લા, ૩ જા, ૯ મા, કે દસમા ઘરમાં હોય તો આવી બાબતો બને છે.) હાડકામાં વાગે કે ભાગે; જો બેમાંથી એક ગ્રહ ઓરીએન્ટલ હોય તો ઉંચેથી પડે છે. જે રાશિમાં આ ગ્રહો હોય તે શરીરના ભાગ ઉપર વાગે.

**શનિ સૂર્યની પાપદૃષ્ટિ અથવા કંજંકશન**—જો સૂર્ય કે શનિ ખાસ કરીને ઓસીડેન્ટલ હોય તો તબીયતને બગાડે છે. દ્વિસ્વ-

ભાવ રાશિમાં ( મિથુન, કન્યા, ધન અને મીન ) હોય તો નબળી છાતી હોય, ફેફસાં બગડે; ક્ષય થાય કે શરદી થાય. કર્ક અને મકરમાં દમ લાગુ પડે; સ્થિર રાશિમાં ( ૨, ૫, ૮, ૧૦ મી રાશિ ) હોય તો ઉંચેથી પડે, અકસ્માત થાય, ડૂબી જવાય અથવા ગુંગળી મરાય; પેશાબનાં અથવા છાતીના રોગ થાય. ચર રાશિમાં ( ૧, ૪, ૭, ૧૧ મી રાશિ ) હોય તો વેપારમાં મોટાં નુકશાન અને ગેરઆબરૂ; અને તંદુરસ્તી ઉપર ઘણી ખરાબ અસર થાય. સ્ત્રીની કુંડળી હોય તો લગ્ન થાય નહિ અથવા ઘણું મોડું થાય. ( જે રાશિમાં અસર થતી હોય તે ઉપર આધાર રહે છે ). જો કર્ક, વૃશ્ચિક કે મીનમાં હોય તો સુસ્ત, છાટકા માણુસ સાથે લગ્ન થાય અને તેથી દુઃખ અને ગરીબાઇ ભોગવાય. વળી એમ પણ જણાવે છે કે ધણી મરી જાય, અને બીજી કે ત્રીજી વાર લગ્ન થાય, એ લગ્ન ઘણું ખરૂં વૃદ્ધ કે વૃદ્ધા સાથે હોય. લગ્નો ભાગ્યેજ સુખદાઇ નીવડે. ધણી કાંતો જુલમી, હુકમી, ઘાતકી, સ્વાર્થી અથવા ખરાબ રીતે વર્તનારો હોય.

**શનિની શુક્ર સાથે ખરાબ દૃષ્ટિ અથવા કંજંકશન**—પ્યાર કરવામાં ફ્વાય નહિ, ધારેલી સ્ત્રીથી લગ્ન ન થાય; સ્ત્રીઓ તરફથી સતામણી અને દીલગીરી અથવા ખટપટ; નીતિભ્રષ્ટ; છુપું અને સૃષ્ટિ વિરૂદ્ધ વર્તન; બિભત્સ બોલી; ખરાબ રીતભાત; લુચ્ચો ને બેવફા; ધર્મમાં બગભગત ( આ અસર પુરૂષોને ઘણી અસર કરતા જણાઇ છે. ) અને દારૂડીઓ.

**શનિ બુધ કંજંકશન અથવા શનિની પાપદૃષ્ટિ**—ઉંડા વિચારનો; ખરાબ સ્વભાવ; બોલી કડવી; અદેખો; વેર લેનાર; બોલતાં તોતડાય કે અચકાય; લુચ્ચો, દગાખોર અને ચોર; વિશ્વાસ ન રાખવા લાયક; દારૂ પીનારો. ૩જા કે નવા સ્થાનમાં હોય તો ગુપ્ત વિદ્યા કે શાસ્ત્રનો ઘણો શોખ હોય પણ ફતેહ ન મળે; ઉત્સાહી; ધર્મ ઢોંગી; દગાખોર મિત્ર અને કીનાખોર દુશ્મન.

**શનિ ચંદ્રનું કંજંકશન અથવા શનિની પાપ દૃષ્ટિ**—પુંજીની ખુવારી અને આખી જીંદગીભર પૈસા સંબંધી હાડમારી; પૈસા ઉડાવે; ચીડીઓ; વહેમીલો; બેદરકાર; ખોટા મીત્રોથી પોતે રાજીથી ખુવાર થાય; વેપારમાં કાચો પડે; જીંદગીભર સખત મહેનત કરવી પડે. સ્ત્રી અવિચારીને મૂર્ખ મળે. જો ગ્રહો ઓસીડેન્ટલમાં હોય તો તબીયત સાધારણ રીતે બગડે; જો ગ્રહો દ્વિસ્વભાવ રાશિમાં (૩, ૬, ૯ અને ૧૨ મી રાશિ) હોય તો એક કરતાં વધારેવાર લગ્ન થાય. જો ગ્રહો ઓસીડેન્ટલમાં હોય તો ઉંચેથી પડે અને અકસ્માત થાય. ચંદ્રપર શનિની પાપદૃષ્ટિ ફતેહ, આબાદી અથવા સુખને માટે ખરાબ છે. સ્ત્રીની કુંડળીમાં હોય તો ખરાબ. ઘણું કરીને ગેરઆબરૂ થાય; દારૂ પીવાનો શોખ થાય અને નીતિભ્રષ્ટ હોય. જો સાથે શુક્ર પણ બગડતો હોય તો શરીરની પાયમાલી, માંદગી અને દરિદ્રતા આવે.

---

## અધ્યાય. ૧૭ મો.

### દરેક ભુવને બેઠેલા ગુરૂનું ફળ.

### The position and the significations of the planet Jupiter.

---

ગુરૂ લગ્ન ભુવનમાં હોય તો તે તંદુરસ્તી અને સુખી જીંદગી બક્ષે છે. જો લગ્નભુવન અગ્નિતત્વ રાશિ (મેષ, સિંહ કે ધન) નું હોય તો એ ઉદાર, હિમતવાન, સારા સ્વભાવનો, વેપારમાં ફતેહવાળો, દુશ્મન કે દોસ્ત એ બંનેનું ભલું ઇચ્છનાર, કંઇક અભિમાની, કસરત તેમજ આરામનો શોખીન, દૃઢ વિશ્વાસુ હોય છે. પૃથ્વીતત્વ રાશિ (વરખ, કન્યા કે મકર) હોય તો ઘણોજ સ્વાર્થી અને ગુઢ, ગર્વી અને વિચાર શૂન્ય અને છાલકા મનનો અને આડંબરી હોય છે. વાયુતત્વ રાશિ (મિથૂન, તુલા કે કુંભ) હોય તો પ્રમાણિક, ઉદાર, સ્થિર

સ્વભાવનો, વિશ્વાસુ, કોઇને પણ મદદ કરવા કે ધીરવામાં તૈયાર, ( જો તુલા કે કુંભ રાશિનું લગ્ન હોય તો ) અને પરગજુ. જો જળ તત્વ રાશિ (કર્ક, વૃશ્ચિક કે મીન) હોય તો રમત, દારૂ અને મોજ મજા કરવાનો શોખીન, પૈસા બાબત બેદરકાર પણ ઘણુંખરૂં ભાગ્યશાળી હોય છે. કર્ક અને મીન રાશિ વૃશ્ચિક કરતાં ઘણી સારી છે. વૃશ્ચિક રાશિ જાતને અસર કરે છે. એકંદરે ગુરૂ માણસને સ્વતંત્ર ઉદાર, બહાદુર, પ્રમાણિક, ન્યાયી, વિશ્વાસુ, અને ધર્મિષ્ટ બનાવે છે; માન અને કીર્તિને ઇચ્છનાર; જાહેર ધર્માદા ફંડોને ઉદાર, આશ્રયદાતા અને હલકાંને તુચ્છ કામો ધિક્કારનાર હોય છે.

ગુરૂ **બીજા ભુવનમાં**—જો ઉચ્ચનો હોય તો ધન અને પુષ્કળ સંપત્તિ આપે છે. પ્રખ્યાત અને ફતેહમંદ પુરૂષોને બીજા કે દસમા સ્થાનમાં ઉંચનો ગુરૂ હોય છે. જેમ ગુરૂ બળવાન તેમ ધન વધારે આપે છે અને સૂર્ય ચંદ્ર સાથે શુભ દૃષ્ટિ હોય તો પુષ્કળ દ્રવ્ય અને સુખ આપે છે.

**ગુરૂ ત્રીજા ભુવનમાં** હોય તો—નાની નાની પણ આનંદી રેલવે મુસાફરીઓ થાય; પાડોશી અને સગાંઓ તરફથી સહાય મળે; લખાણથી લાભ; ધાર્મિક મન; અધ્યાત્મ તરફ વલણ; દયાળુ; આશાવંત, આનંદી તેમ સંતોષી. અગ્નિતત્વ રાશિમાં વિજય મળે; પૃથ્વીતત્વ રાશિમાં સટ્ટો, સાહસ, વેપાર માટે સારો. વાયુતત્વ રાશિમાં ગુરૂ મગજનાં કામકાજો, તેમ લખાણો માટે સારો. જળતત્વ રાશિમાં ગુરૂ હોય તો સમુદ્રયાત્રા માટે સારો છે. પરંતુ મંગળની અશુભ દ્રષ્ટિ હોય તો તે ખરાબ છે.

ગુરૂ **ચોથા ભુવનમાં હોય** ને ઉચનો ને શુભ દૃષ્ટિમાં હોય તો—વૃદ્ધાવસ્થામાં વિજય અને સુખ મળે, મા બાપનું સુખ હોય, તેમ વારસાથી લાભ અપાવે છે; ઘર અને વૈભવવાળો બનાવે છે; ધંધાઓમાં ફતેહ મેળવે છે. અશુભ દૃષ્ટિ હોય તો ઉડાઉ, માબાપથી ત્રાસ; અકસ્માત ને હૃદયની ઉપાધી થાય. બે માતાનો યોગ જણાવે છે.

**ગુરૂ પાંચમા ભુવનમાં હોય** તો—છોકરાં વિજયી, આજ્ઞાંકિત, મદદગાર અને સુખદાયી હોય છે, જે જગતમાં નામ કાઢે છે અને મોટા માણસો થાય છે. જો ગુરૂ બળવાન હોય તો સરત, સટ્ટો કે સાહસ; પ્રેમનાં કામકાજ ને વૈભવ આપે છે. સ્ત્રીની કુંડળીમાં હોય તો વિધૂર સાથે લગ્ન કરાવે અથવા તો પ્રથમ જેની સાથે પ્રેમ થયો હોય તેથી લગ્નથી સંધાય છે. કોઇ ગ્રહની અશુભ દૃષ્ટિ ગુરૂની અસર કમી કરે છે. ગુરૂ ઉપર રવિ ચંદ્રની ૧૨૦° દૃષ્ટિ હોય તો સટ્ટાથી, લોટરીથી કે નસીબના સંજોગે ધનનો લાભ થાય છે.

**ગુરૂ છઠ્ઠા ભુવનમાં હોય તો** ને જો સ્થાન કે દૃષ્ટિથી બગડતો ન હોયતો વિશ્વાસુ અને સારા નોકરો મળે, અને ઘણું ખરૂં તનદુરસ્તી સારી રહે; મિથુન અને કન્યા રાશિમાં હોય તો છાતી અને આંતરડામાં રોગ થાય, સારી ચાકરી થાય; વખતે માંદગાથી લાભ પણ મળે છે. આ માણસ પોતે વિશ્વાસુ નોકર બને છે અને ઉપરી તરફથી ધનનો લાભ કે વારસો પણ મળે અથવા ભાગીદાર થાય. જો નોકરો હોય છે તો તે દ્વારા લાભ મળે. જો ગુરૂ ખરાબ દૃષ્ટિમાં હોય તો લોહીવિકાર અને લીવર સંબંધી ફરીયાદ હોય—હદ ઉપરાંતનો વૈભવ અને બેદરકારીથી તબીયત બગાડે.

**ગુરૂ સાતમા ભુવનમાં હોય તો**—લગ્નથી સુખ અને વિજય; દાવાઓમાં ફતેહ; ભાગીદારીથી ફાયદો. બીજાઓથી પણ લાભ; ધણી કે ધણીયાણી સુખી હોય છે અને તેમની પાસે સ્વતંત્ર ધનનાં સાધનો હોય છે. ગુરૂ પરણેલા સાથે કે મોટી ઉમરના સાથે લગ્ન બતાવે છે. જો હર્ષલ કે મંગળની ખરાબ દૃષ્ટિ, હોય તો કાયદાની તકરારો ને દાવાઓ થાય. શનિની ખરાબ દૃષ્ટિ હોય તો લગ્નમાં ઢીલ થાય; રવિ ચંદ્રની અશુભ દૃષ્ટિ લગ્ન ફોક કરાવે પણ જો શુભ દૃષ્ટિ હોય તો લગ્નથી સુખી ને વિજય્ થાય. જો વૃશ્ચિક રાશિ હોય તો તેનું ફળ નહિ જેવું જાણવું કારણ કે તે સારી અસર કરી શકતીજ નથી.

ગુરૂ આઠમા ભુવનમાં હોય—શનિની સારી દષ્ટિ હોયતો લગ્નથી વીલથી કે વારસાથી ધન મળે. ગુરૂ આઠમે હોય તો સુખશાંતિ ભર્યું મૃત્યુ જણાવે છે. જો ખરાબ દષ્ટિમાં હોય તો ક્ષય, ચાંદી, લોહીનો બગાડ અને છાતીની પીડા જણાવે છે. જો ખરાબ દષ્ટિમાં ન હોય તો લગ્ન પછી ધન અપાવે, અથવા તો ધણી કે ધણીયાણી પૈસાદાર હોય છે.

ગુરૂ નવમા ભુવનમાં હોય તો—ધાર્મિક વલણ, શુદ્ધ અંતઃકરણ, નીતિવાન, ડહાપણવાળો અને માનવંત. લગ્નથી થએલાં સગાંવહાલાં તરફથી ફાયદો; લાંબી દરિયાઇ મુસાફરીથી અથવા પરદેશથી લાભ.

ગુરૂ દસમા ભુવનમાં હોય તો—જીંદગીમાં ફતેહ, ઘણું માન અને કીર્તિ. ફતેહ અને આબાદી માટે ગુરૂનું ૧૦ મું અને બીજુ ઘર સારામાં સારૂં સ્થળ છે. સરકારી અધિકારીઓને તેમજ ધર્મગુરૂઓને દસમે કે બીજે ગુરૂ હોય છે. ગુરૂ મોટા ખિતાબ ને માન અપાવે છે. ગુરૂનું બળ અને દષ્ટિ ખાસ જોવાં. દસમાનો ગુરૂ જો પૃથ્વી તત્વ-રાશિમાં હોય તો તેનું બળ કમી હોય છે અને અગ્નિતત્વ રાશિ અને જળતત્વ રાશિમાં અને તેમાં પણ ધન ને કર્ક રાશિમાં ખાસ બળ હોય છે.

ગુરૂ અગીઆરમા ભુવનમાં હોય તો—ઘણા નિમકહલાલ અને સારા મિત્રો હોય, જે મદદ કરે છે, અને જો ગુરૂ બળવાન હોય તો તેમની સલાહથી કે તેમના દ્વારા ઘણો ફાયદો થાય છે. છોકરાં તેમજ સંસારી બાબતો માટે સારો ગણાય છે.

ગુરૂ બારમા ભુવનમાં હોય તો—થોડા ઘણા છુપા દુશ્મનો થાય પણ તેઓ ફાવે નહિ. કે નુકશાન ન કરી શકે. મનુષ્યને જીંદગીમાં વિજય આપે; શત્રુઓ તરફથી આડે રસ્તે લાભ મળે. બારમે ગુરૂ ડાક્ટર, ધર્મગુરૂઓ માટે સારો છે. ગણિત સારૂં હોય; રોગી કે દરિદ્રી હોય.

---

## અધ્યાય ૧૮ મો.

## ગુરૂની શુભ દષ્ટિ.

## The good aspects of the planet Jupiter.

**ગુરૂમંગળની શુભદૃષ્ટિ**—મનુષ્ય બહાદુર, સ્વતંત્ર, ઉદાર અને બીજાને મદદ કરવા હમેશાં તત્પર હોય છે. મંગળની ગુરૂ ઉપરની કોઇ દૃષ્ટિ ધન સંચય માટે સારી નથી. શુભ દૃષ્ટિમાં મનુષ્ય જાતે પૈસાનો વ્યય કરે છે, અને ધર્મ કે બીજી કોઇ પણ બાબતમાં મદદ કરે છે. ખરાબ દૃષ્ટિમાં શક્તિ ઉપરાંત નુકશાન થાય છે.

**ગુરૂ સૂર્યનું કંજંકશન અથવા સૂર્ય ઉપર શુભદૃષ્ટિ**—ફતેહ; ધનનો સંચય; ઘણી ફતેહ અને આબરૂ મળે; સત્તાવાળા મિત્રો અને તેમની મદદ મળે; તંદુરસ્તી સારી અને આયુષ્યલાંબું; પ્રમાણિક; શુદ્ધ અંતઃકરણ; માયાળુ. આ યુતિ (ઍપોપ્લેક્સિ) માથે લાહી ચઢી જવાનો યોગ અને તેથી વખતે મૃત્યુનો સંભવ જણાવે છે. સ્રીની કુંડળીમાં આ યોગ સુખી અને માનભર્યું લગ્ન જણાવે છે. (જો ગુરૂ બળવાન હોય અને સૂર્ય કોઇપણ બીજી ખરાબ દૃષ્ટિમાં ન હોય તો)

**ગુરૂ શુક્રની શુભ દૃષ્ટિ અથવા કંજંકશન**—આ યોગ ખાસ ઉપયોગનો નથી, પણ લુગડાં અને ઘરેણાંનો શોખ થાય, અને તેમાં પૈસા ખરચાય; વળી કામમાં અને તેમજ પ્યારમાં ફતેહ આપે. સ્રીની કુંડળીમાં હોય તો ડહાપણ અને પવિત્રતા આપે છે, તેમ ઉદાર અને માયાળુ બનાવે છે.

**ગુરૂ બુધનું કંજંકશન અથવા બુધ ઉપર શુભદૃષ્ટિ**—સારી ન્યાયબુદ્ધિ; દઢ; ભાષામાં ફતેહ અને તે દ્વારા ધન લાભ; પ્રમાણિક, ઉદાર અને સમતોલ મગજ; રીતભાતમાં સાદો પણ સાવચેત; સરળ; સામાન્ય વિજય; ઉપાધિમાંથી છૂટી જાય; ભાઈઓમાં

સંપ; શેઠ તરફનું સુખ ને પ્રીતી, મુસાફરી ( લાંબી ને ટુંકી) થાય; પોતાના અંતરાત્માથીજ શાંતિ મેળવી શકે.

**ગુરૂ ચંદ્રનું કંજંકશન અથવા ચંદ્ર ઉપર શુભદષ્ટિ—** આ કંજંકશન સારામાં સારો યોગ હોઇ આખી જીંદગી વિજય અને સંપત્તિ આપ્યાંજ કરે છે. લગનમાં ફતેહ. સ્ત્રીની કુંડળીમાં હોય તો સારી તન્દુરસ્તી, આબાદી, સુખ અને ડહાપણુ બક્ષે છે.

---

## અધ્યાય ૧૯ મો.

## ગુરૂની અશુભદષ્ટિ.

## The bad aspects of the planet Jupiter.

---

**ગુરૂ મંગળનું કંજંકશન અથવા અશુભ દષ્ટિ—**હદપારનું ઉડાઉપણું; ઘણોજ ઉદાર; માથા ફરેલ; પૈસા સંબંધી બેવકુફી; ઉદ્ધત; અણુસમજુ; વારંવાર ઉપાધિ. આ યોગથી સરત, સટ્ટો કે દગાબાજ મિત્રોથી વારંવાર પૈસાની ખુવારી; અગ્નિથી દઝાય કે ચોરોથી લુંટાય; સંતાનનો નાશ; કાયદાથી હાનિ; કેદખાનું કે દવાખાનું ભોગવાય. વારસામાં ઉપાધિ; મુસાફરીમાં ભય.

**ગુરૂ સૂર્યની અશુભ દષ્ટિમાં—**દ્રવ્ય હાનિ; કમનશીબ જીંદગી; કોઇને પૈસા ધીરવા નહિ તેમ જામીન થવું નહિ; કાયદાની તકરારો અને તેમાં વિરૂદ્ધ પરિણામ અને દ્રવ્યની હાનિ; પોતાનું સઘળું ખોઇ બેસે; અંત વખતે ઘણી ગરીબાઇ. સ્ત્રીની કુંડળીમાં હોય તો સારો પણ કમનશીબ ધણી મળે. બાપ કે છોકરાં માટે સારો યોગ નથી.

**ગુરૂની શુક્ર ઉપર પાપ દષ્ટિ—**લુગડાં, ઘરેણાં અને સ્ત્રીઓ પાછળ પુષ્કળ ધન ખરચે. પોતાની સ્થીતિ કરતાં વધારે મોટાઇમાં રહે; મગરૂબી અને મોટાઇમાં પાયમાલી; સ્નેહમાં ઘણી લાગણી

વાળો અને સારા ખોટાનો વિચાર વગરનો બનાવી તેથી ઉપાધિ ને હાની કરે છે.

**ગુરૂની બુધ ઉપર અશુભ** દૃષ્ટિ—બેકદર; ખરા ખોટાની પારખ વગરનો; અન્યાયી; શંકાશીલ; દરેક વસ્તુને ઉલટીજ જોનાર; તકરારી; ધર્મ ઉપર અશ્રદ્ધા; પૈસાની ખુવારી. આ માણસે સંભાળથી ચાલવું. વખતે લાઇબલ, અપકીર્તિ, કે લખાણ દ્વારા સોસવું પડે.

**ગુરૂની ચંદ્ર ઉપર અશુભ** દૃષ્ટિ—બેદરકારી ખર્ચોથી દ્રવ્યની હાનિ અને તેથી ગરીબાઇ; સટ્ટો કે સાહસ કદી ન કરવાં; લીવર અને પેટની અવ્યવસ્થા. માતા તરફથી, મુસાફરીથી કે ધર્મથી ત્રાસ કે દુઃખ; તબીયત નરમ રહે; સ્ત્રીઓની કુંડળીમાં ઉડાઉ પણું; લોહીવા, અતિકામ સૂચવે છે.

---

## અધ્યાય ૧૯ મો.

### દરેક ભુવને બેઠેલા મંગળનુ ફળ.

### The position and signification of the planet Mars.

---

**લગ્ન ભુવને આવેલો મંગળ**—મનુષ્યને હિમતવાન, નિરકુંશ, સ્વતંત્ર, ઉદ્ધત, જોરાવર, કામી, આડો, જક્કી, લોભી, ઉંચે ચઢવાની ઇચ્છાવાળો, લડાયક વૃત્તિવાળો બનાવે છે. મંગળ લગ્ને હોય તેને તલ કે ઘાનું નિશાન હોય છે. જો લગ્ન અગ્નિતત્વ રાશિનું (મેષ સિંહ, કે ધનનું) હોય તો મનુષ્ય બહાદુર, દૃઢ, ખંતીલો; માથા ફરેલ. ઉદાર, ગુસ્સાવાળો અને ગુમાની હોય છે. જો લગ્ન પૃથ્વીતત્વ રાશીનું (વરખ, કન્યા, કે મકરનું) હોય તો સ્વાર્થી, અદેખો, લોભી, સાવધ, સ્ત્રીઓનો શોખીન, તકરારી ને દારૂ પીવાનો શોખ હોય. જો લગ્ન વાયુતત્વ રાશિનું (મિથુન, તુલા કે કુંભનું) હોય તો મુસાફરી કરવાનો શોખ, ફેરફાર કરવાનું મન, ખંતીલો, પરંતુ અભાગી હોય

છે. જો લગ્ન જળ રાશિનું (કર્ક, વૃશ્ચિક કે મીનનું) હોય ને તેમાં કર્ક કે મીન રાશિ હોય તો સારો ખલાસી, પણ દારૂડીઓ અને રંડીબાજ હોય. જો વૃશ્ચિક હોય તો સારો દાક્તર કે કેમીસ્ટ હોય.

**મંગળ બીજા ભુવનમાં**-ઉડાઉ, અને ઘણો ખર્ચાલ, પરંતુ પૈસા મેળવવામાં નિશ્ચયવાળો; એકાએક ભારે નુકશાન; કોઇ વિચાર કે કારણ વગર આંખો મીંચીને સાહસ કે સટ્ટો કરે છે; ઘણો ઉદાર. સંચાકામ, વિજળી કામ, બળતણ કોલસા, લોખંડ, દવા, દાક્તરી, સોલજર કે ખલાસીના કામમાં પૈસા મેળવે છે, વારસો મળે છે.

**મંગળ ત્રીજા ભુવનમાં**-રેલ્વે મુસાફરીથી ભય; પડોશી તથા સગાં વહાલામાં તકરાર, દુરાગ્રહી અને માથા ફરેલ, કડક સ્વભાવ; લખાણથી નુકશાન; લાગણીવાળો પણ હલકા મનનો.

**મંગળ ચોથા ભુવનમાં**-જો મંગળ બળવાન હોતો નથી તો વૃદ્ધાવસ્થામાં ઘણી હાડમારી; ગરીબાઇ ને દુઃખ; બાપની જીંદગી માટે ભય કે બાપ સાથે કજીઓ થાય. ચોથે મંગળ ખરાબ છે, અગ્નિ કે અકસ્માતનો ભય.

**મંગળ પાંચમા ભુવનમાં**-ઉદ્ધત અને ત્રાસદાયક છોકરાં; તેમાંનાં કેટલાંક નાનપણમાં અને એકાએક મરણ પામે. રમતગમત, દારૂ અને સ્ત્રીઓનો શોખ; સરત સટ્ટો કે જુગારમાં નુકશાન; સ્ત્રીની કુંડળીમાં હોય તો અપકીર્તિ થાય.

**મંગળ છઠા ભુવનમાં**-જો ચર રાશિ (૧, ૪, ૭, કે ૧૦) હોય તો દાઝવાનો ભય, માથાની તાલ, ગુરદાના (Kidneys) દરદો, ચાંદીવા, તાવ, મસા ૪૦ થાય. જો સ્થિર રાશી (૨, ૫, ૮, ૧૧) હોય તો ગળાના દરદો; પથરી, રેતી, છાતીનું દરદ, કંઠમાળ (Quinsy); થાય. જો દ્વિસ્વભાવ રાશિ (૩, ૬, ૯, ૧૨) હોય તો ક્ષય, નબળી છાતી અને નબળાં ફેફસાં થાય. મંગળ છઠ્ઠે ખરાબ નોકરો આપે છે, જે ચોરી કરે અને નુકશાન પણ કરે, અથવા પૈસા ખાઇ જાય.

**મંગળ સાતમા ભુવનમાં હોય** તો–ઘણું દુ:ખદાયક લગ્ન, ઘરમાં ખટપટ ને તકરાર; વખતે છુટા છેડા કે વિયોગ; જાહેર ઘણા દુશ્મનો; હમેશાં તકરાર ને કજીઆ; કોર્ટથી નુકશાન; ભાગાદારીમાં ઉપાધિ. આ માણસ કજીઆ અને તકરારોમાં પોતાની મેળે ઉતરે ને નુકશાન ખમે. બે સ્ત્રીનો સંભવ; સ્ત્રીને ઋતુ સંબંધી રોગ. સ્ત્રીની કુંડળીમાં ઉપર પ્રમાણે ફળ અને શિયળ ભંગની ધાસ્તી; ઘણીને ભયંકર રીતે મરણનો સંભવ.

**મંગળ આઠમા ભુવનમાં** હોય તો–લગ્નથી પૈસો ન મળે; સ્ત્રી કે પુરૂષ ઉડાઉ હોય; અકસ્માતનો સંભવ. જે રાશિમાં મંગળ હોય તેવું મરણ–જળતત્વનો હોય તો ડુબીને, અગ્નિતત્વમાં બળીને વાયુતત્વમાં મગજના દુ:ખથી.

**મંગળ નવમા ભુવનમાં** હોય તો–માથા ફરેલ; હઠીલો અને અદેખો હોય, જુઠો હોય; ધર્મ ઉપર અશ્રદ્ધા; લાંબી મુસાફરીમાં ભય ( જો મંગળ જળતત્વ રાશિનો હોય તો ); લગ્નમાં સગાં તરફથી નુકશાન, કાયદા કજીયાથી દુ:ખ ને હાનિ થાય.

**મંગળ દશમા ભુવને** હોય તો–બહાદુર, હિંમતી, ગર્વિષ્ટ; મત આપવામાં ઉતાવળીઓ; ઘણો કામી. સ્ત્રીની કુંડળીમાં મંગળ દસમાના કસની નજીક હોય તો અપકીર્તિ અને નિંદા થાય, પછી જોકે તે લાયક હોય કે ન હોય. વેપારમાં સાહસીક. મંગળના ધંધામાં બહુ ફાવે છે. માબાપ સાથે કંકાસ, કે તે વહેલાં મરે.

**મંગળ અગીઆરમા ભુવને** હોય તો–લુચ્ચા અને દગાબાજ મિત્રો મળે: મિત્રોથી દબાયલો રહે, ને ઠગાય કે ખુવાર થાય.

**મંગળ બારમા ભુવને** હોય તો–છુપા દુશ્મનો થાય; વખતે કેદનો ભય; મોટાં પ્રાણીઓથી ઇજા; ચોરનો–લુંટારાનો ભય. ( જો મંગળ ઉપર શનિ કે હરશલની અશુભ દૃષ્ટિ હોય તો ), વગર વિચાર્યું સાહસ અને હાનિ; દુશ્મનો કાવતરાં કરે ને તેમાં ફસાઇ પડાય.

---

# અધ્યાય ૨૦ મો.

## મંગળની શુભ દૃષ્ટિ.

## The good aspects of the planet Mars.

---

**મંગળ રવિની શુભ દૃષ્ટિ**—મજબુત બાંધો ને બળવાન; ઉદાર ખુલ્લા મનનો; બહાદુર; તબીયત સારી; લાંબું આયુષ્ય; ઉપરીઓની મહેરબાનીવાળો અને જો લશ્કરમાં કે સરકારી નોકરીમાં હોય છે તો જલદીથી પાયરી ચઢે છે. જો મંગળ બળવાન હોય છે તો સારૂં ફળ આપે છે. સ્ત્રીની કુંડળીમાં હોય તો દૃઢ અને મોટા મનવાળા માણસ (ઘણુંખરૂં સરકારી નોકરીમાં હોય) સાથે લગ્ન થાય, આ યોગ મજબૂત મનોબળ અને બીજાને તાબે કરવાની શકિત, જોખમદારીની જગો અને કામ કરવાનો જુસ્સો આપે છે.

**મંગળ શુક્રની શુભ દૃષ્ટિ**—પ્રતિજાતિ ( સ્ત્રી કે પુરૂષ ) નો શોખ, અને તેમનાથી માનવંત; દરેક જાતની મંડળીઓનો શોખિન: ઉદાર, પણ પૈસાના ખર્ચમાં બેદરકાર; આ યોગ વીલ, વારસો કે આ બે ગ્રહોવાળા ધંધાથી લાભનો સંભવ સૂચવે છે. વહેલું લગ્ન અને સંબંધમાં આવવાનો પ્રસંગ વહેલો જણાવે છે. સ્ત્રીની કુંડળીમાં આ યોગ અશુભ દૃષ્ટિ જેવો છે.

**મંગળ બુધની શુભ દૃષ્ટિ**—ઘણો ચોકસ અને સારો ગણિત શાસ્ત્રી; હિસાબી કામમાં હોશિયાર; મગજશકિત ઘણી સારી; ચાલાક; તીવ્ર બુદ્ધિ; ઝટ તપી જનાર; ઇજનેરી, દવા, રસાયણ શાસ્ત્ર, અને કોઇપણ ધંધો જેમાં હાથ ચાલાકી ને તીક્ષ્ણ બુદ્ધિની જરૂર પડે તેમાં ઘણોજ હોશિયાર; આળસને ધિકકારનાર; દરરોજ નવાં નવાં કાર્ય કરનાર કે યોજનાર; સારો શિલ્પી કે ડ્રૉઇંગ માસ્તર; મર્મનાં વચન બોલનાર; મશ્કરો.

**મંગળ ચંદ્રની શુભ દૃષ્ટિ**—બહાદુર, છાતીવાળો; મક્કમ વિચારનો અને દૃઢ; આ યોગ પૈસા આપે છે, અને બીજાઓ સાથેના

કામકાજોમાં વિજય સૂચવે છે, તેમ વખતે વ્યભિચારી અને દારૂનો વ્યસની, મોજીલો જણાવે છે. વળી માતા તરફનો કે લગ્નથી વારસો પણ મળે. અંત સમયે સારી એસ્ટેટ મૂકે છે. પાણીને લાગતા કે લશ્કરી કામથી ફાયદો થાય છે. સ્ત્રીની કુંડળીમાં સારી તંદુરસ્તી, મગજ અને શારીરિક ચંચળતા અને મનથી કામ કરનાર સૂચવે છે.

---

## અધ્યાય ૧૯ મો.

## મંગળની અશુભ દૃષ્ટિઓ.

## The bad aspects of the planet Mars.

---

**મંગળ સૂર્યનું કંજકશન અથવા પાપદૃષ્ટિ**—બહાદુર, સાહસિક, મક્કમ વિચારનો પણ હુજતી, માથાફરેલ, દઢ, હીમતવાન; ઝટ ક્રોધી; મીજાજનો કડક; કોઈ પણ જાતના સટ્ટામાં આંખો મીચીને પડનાર; બીક વગરનો; પણ ઉદાર; ભોળો ને માયાળુ. જળતત્વ રાશિનો મંગળ દારૂનું વ્યસન, તાવની બીમારી, અને ઓચિંતું કે ભયંકર રીતનું મરણ સૂચવે છે. શરીર મજબૂત અને તંદુરસ્ત હોય છે. (યાદ રાખવું કે કંજંકશન અને પેરેલલ્સ ખરાબ દૃષ્ટિના જેટલાં ખરાબ નથી.) આ યોગ શારીરિક બળ અને જુસ્સા સાથે આળસુ અને અણુસમજ પણ આપે છે. બાપ-દિકરાનું મરણ કે વિયોગ, ઉપરી ને કુટુંબ સાથે અણબનાવ, અકસ્માતથી કે શસ્ત્રક્રિયાથી મરણ અને છાતીનો રોગ જણાવે છે. સ્ત્રીની કુંડળીમાં આ યોગ ખરાબ છે. ધણી દારૂડીઓ; સખત મિજાજનો; કડક ને નિષ્ઠુર; સખ્તાઈથી કામ લેનારો અને ભાગ્યેજ ખુશી થાય તેવો હોય. દુઃખી લગ્ન નીવડે છે. જો શનિ કે હરશલ સૂર્ય ઉપર દૃષ્ટિ કરતા હોય તો ધણી અચાનક અથવા અકસ્માતથી કપાઈ મરે છે.

**મંગળ શુક્રનું કંજંકશન અથવા પાપદૃષ્ટિ**—મંડળીઓ અને સ્ત્રીઓનો શોખીન; વ્યભિચારી; લફંગો અને સ્વેચ્છાચારી;

બેઈજ્જતી; ઉડાર, ઉડાઉ અને પૈસા સંબંધી બેદરકાર; છાટકો અને વ્યભિચારમાં તન અને ધન ગુમાવનારો; આબરૂ વગરનો. સ્ત્રીની કુંડળીમાં હોય તો હલકી સોબત; ભારે વ્યભિચારીણી; અને ઘણાં પરસ્તાવાનાં કામો થાય. આ યોગ ધણી ( યાર ) કે સ્ત્રી ( રાખેલી ) મરે કે વિયોગ થાય કે તકરાર સૂચવે છે.

**મંગળ બુધનું કંજંકશન અથવા પાપદૃષ્ટિ**—ચાલાક; મશ્કરો; મારામારી ને તકરારનો શોખીન; જુઠ્ઠો; ચોર; ખોટી સહીઓ; ખોટા દસ્તાવેજો બનાવનાર; અને તેની બીજી અનેક ખરાબ ટેવોવાળો; મહેણાં મારનાર હોય છતાં સારા કે નરસા દરેક કામમાં આગેવાન; સારી ન્યાય બુદ્ધિ; ઘણું ખરૂં હાથનાં કોઇપણ કામમાં હોશિયાર; સારો કારીગર; ગણુત્રીબાજ; સારૂં અનુમાન કરી શકનાર; પરંતુ નજીવી બાબતમાં ધુંવાપુવાં કરનાર અને દારૂડીઓ હોય છે.

**મંગળ ચંદ્રનું કંજંકશન અથવા પાપદૃષ્ટિ**—માથા ફરેલ; તોફાની; કડક મિજાજનો; ઉદ્ધત; સારા કે ખોટા કાર્યમાં ઝંપલાવનાર; પ્રતિજાતિનો શોખીન; અને તેમાં ધન અને તબીયતની હાનિ કરનાર; ખંતીલો; તીક્ષણ બુદ્ધિનો; જુઠ્ઠો; બહાદુર અને ઉદાર પણ ભોળો હોય છે; દુઃખી લગ્ન; કજીયાળી અને ઘણું કરીને દારૂડીયણ સ્ત્રી મળે. સ્ત્રીની કુંડળીમાં તબીયતની ખરાબી; માંદગી; ચીઢીયાપણું અને અપકીર્તિ જણાવે છે.

**મંગળ શનિનું કંજંકશન કે પાપદૃષ્ટિ**—શનિ મંગળની પાપ દૃષ્ટિ જોવી.

---

## અધ્યાય ૨૦ મો.

### દરેક ભુવને બેઠેલા રવિનું ફળ.

### The position and significations of the planet Sun.

---

સૂર્યની અસર શુભ દૃષ્ટિમાં હોય તો નીચે પ્રમાણે સમજવી. તેની સાથે બીજા ગ્રહો હોય તોપણ જેવો સૂર્ય હોય તેવુંજ ફળ તે મનુષ્યને આપે છે, કેમકે સૂર્ય આખી કુંડળીનો રાજા છે, અને શરીરનો આત્મા છે. જ્યોતિષનો ખરો આધાર સૂર્ય ઉપરજ છે.

**સૂર્ય લગ્ન ભુવને હોય** તો—આબરૂદાર; માનવંતને ભાગ્યશાળી; જીંદગીવાળો; દૃઢ, ઉદાર, મગરૂર, રૂવાબવાળો, નીચ અને હલકા વિચારો ને કામોને ધિક્કારનાર; ઉદ્ધત; શ્રદ્ધાળુ; ન્યાયી ને પ્રમાણિક હોય છે. **અગ્નિતત્વ** (૧, ૫ અને ૯) રાશિમાં હોય તો ઘણો લોભી; ઝટ તપી જાય તેવો; સંબંધમાં આવતા સર્વ માણુસો ઉપર હુકમ ચલાવવાની ઇચ્છાવાળો; ગંભીર અને કામ પુરતુંજ બોલનાર હોય. **પૃથ્વીતત્વ** રાશિ (૨, ૬ અને ૧૦) માં હોય તો અવિચારી; ઘણોજ તુંડમિજાજી; જક્કી અને માથાફરેલ. **વાયુતત્વ** ( ૩, ૭ અને ૧૧ ) રાશિમાં ન્યાયી, ઉદાર, લોભી અને હુન્નર તથા શાસ્ત્રનો શોખિન. **જળતત્વ** (૪, ૮ અને ૧૨) રાશિમાં વ્યભિચારી અને પ્રતિજાતિનો (સ્ત્રીને પુરૂષ અને પુરૂષને સ્ત્રીનો) પોતાને વહેમ પડે ત્યાં સુધીનો પ્રેમ હોય. વૃશ્ચિક રાશિમાં હોય તો ઉત્તમ રસાયન શાસ્ત્રી અથવા ડાક્તર હોય અને તેમાં ધન અને આબરૂ મળે. લગ્ને આવેલો સુર્ય સંપતિ અને આબાદી માટે સારો ગણાય છે; જોખમવાળી જગા મળે છે. લગ્ન માટે સારો નથી પણ નીતિ માટે સારો છે. તંદુરસ્તી સારી રહે; માંદગી પછી ઝટ આરામ થાય.

**સૂર્ય બીજા ભુવને** હોય તો—ઘણો ઉદાર અને ઉડાઉ; માલ મિલક્ત ફના કરે. જો ગુરૂથી ૬૦° કે ૧૨૦° છેટું હોય તો મોટો ફેરફાર થાય છે. પૈસા અને ધન મળે ( જો ગુરૂ બળવાન હોય તો ).

**સૂર્ય ત્રીજા ભુવને હોય તો**–વિદ્યા અને સુંદર કારીગરીનો શોખ; દૃઢ અને વિચારમાં મક્કમ; ભાગ્યેજ સ્થળ બદલનાર; જો જળતત્વ રાશિ હોય તો નાની નાની પાણીની મુસાફરી; અને ૧, ૪, ૭, કે ૧૦ મી રાશિનો હોય તો ઘણી રેલવેની ટુંકી ટુંકી મુસાફરી થાય. બીજા ભુવને પાપદૃષ્ટિ થતી હોય તો તેથી નુકશાન થાય.

**સૂર્ય ચોથા ભુવને હોય** તો–ઘણો સારો. તેમાં સૂર્ય બળવાન કે શુભ દૃષ્ટિમાં હોય તો જીંદગીના છેલ્લા ભાગમાં ધન અને વિજય આપી આશાઓ પૂરણ કરે છે. આ ગ્રહ માબાપને ફાયદોકર્ત્તા ને સુખી બનાવનાર છે; વારસાથી લાભ મળે છે.

**સૂર્ય પાંચમા ભુવને હોય** તો–પ્રજા થતી નથી; પણ જો જળરાશિમાં હોય તો પ્રજા નિર્બળ બાંધાની, રોગી અને ટુંકી જીંદગીની થાય. પરંતુ જો ચંદ્ર, ગુરૂ કે શુક્ર પાંચમે સૂર્યની સાથે હોય તો પ્રજા તંદુરસ્ત થાય. આ માણસ સ્ત્રીઓની સોબતમાં આનંદ મેળવે છે અને પૈસા છુટથી ખરચે છે. સટ્ટો, સરત અથવા સાહસથી મોટી હાનિ કરે છે.

**સૂર્ય છઠ્ઠા ભુવને** હોય તો–તબીયત માટે સારો નથી. પાપદૃષ્ટિમાં હોય તો લાંબી માંદગી થાય. સ્થિર રાશિમાં (૨,૫, કે ૧૧) હોય તો કંઠમાળ, કંઠની નળીઓનો સોજો (બ્રોન્કાઇટીસ); દમ; પથરી કે રેતી; છાતીનાં દર્દ; પીઠ અને કેડનાં દર્દ કરે; જો દ્વિસ્વભાવ રાશિમાં ( ખાસ કરીને ૬ ઠી અને ૧૨ મી ) હોય તો ક્ષયનો ભય અને શ્વાસ લેતાં અડચણ પડે, ફેફસાંનું દરદ કરે. અને ચર રાશિમાં ( ૧,૪,૭ અને ૧૦ માં ) લીવર સંબંધી ફરીયાદ, નબળાઇ, પેટ અને હોજરીનાં દર્દ, નબળી છાતી, સંધિવા, ચકરી–તમ્મરનો રોગ કરે; વાગવાથી કે બીજી ઇજાથી કાયમની કોઇ બિમારી થાય.

**સૂર્ય સાતમા ભુવને હોય તો**–ઘણી કે ઘણીયાણી અભિમાની, નિર્દય, પણ દયાળુ અને આબરૂદાર; ઉમદા સ્વભાવનાં ને ભલાં હોય છે. સંસાર સુખી; ધંધા ભાગીદારી માટે સારૂં; આ સ્થાને રવિ

મધ્ય અવસ્થામાં લગ્ન કરાવે છે. સઘળો આધાર સૂર્યની દૃષ્ટિ અને જે રાશિમાં સૂર્ય હોય તે ઉપર છે જો પાપદૃષ્ટિ હોય તો ઉલટું પરિણામ આવે, મોટા દુશ્મનો થાય ને હેરાનગતી ખમવી પડે-લગ્નમાં વિઘ્નો આવે.

સૂર્ય આઠમા ભુવને હોય તો-ધણી કે ધણીયાણી ઉડાઉ; બળવાન હોય તો કોઇ પણ રીતનો વારસો મળે. જો મંગળ સાથે કંજંકશન, ૯૦° કે ૧૮૦° માં હોય તો ભયંકર રીતે કે અકસ્માતથી મૃત્યુનો સંભવ; વંશપરંપરાનો રોગ, શરીરની નબળાઇથી કે માનવંત મરણ થાય.

સૂર્ય નવમે ભુવને હોય તો-આબરૂદાર, દૃઢ અને ઠરેલ હોય; વ્યવહારમાં પ્રમાણિક ને ન્યાયી; ધર્મ સંબંધી કામકાજ કરે; જળતત્વ રાશિનો હોય તો લાંબી દરિયાઈ મુસાફરી; પરદેશમાં લાભ; કાયદાનાં કામોમાં વિજય.

સૂર્ય દસમે ભુવને હોય તો-જીંદગીમાં વિજય, ધનનો સંચય, ભાગ્યશાળી, ઘણો માનવંત, મોટી સરકારી જગા ઉપર હોય; મોટો ઈલ્કાબ મળે; ઘણી પ્રતિષ્ઠાવાળો, દરેક કામમાં વિજય અને માન, મોટાઓની કૃપા.

સૂર્ય અગિયારમે ભુવને હોય તો-વિશ્વાસુ, દૃઢ, ઉત્તમ કુળવાન, સત્તાવાન; ધનાઢય અને ખરા મિત્રો મળે. જો સૂર્ય બળવાન હોય તો તે મિત્રો આપત્તિમાં મદદ કરે, પણ પાપદૃષ્ટિમાં હોય તો મિત્રો તરફથી ત્રાસ થાય.

સૂર્ય બારમે ભુવને હોય તો-બહુ જોર મારતો નથી પણ જો ઉંચનો હોય તો રોગશત્રુનો નાશ કરે છે અને જીંદગીમાં ફતેહ આપે છે. પણ જો પાપદૃષ્ટિમાં હોય તો કેદખાનું, અને બળવાન શત્રુઓ સૂચવે છે.

———

# અધ્યાય ૨૧ મો.

## સૂર્યની દષ્ટિઓ.

સૂર્ય હરશલનું કંજકશન કે પેરેલલ—જુઓ હરશલ સૂર્યનું પેરેલલ.
સૂર્ય હરશલની પાપદષ્ટિ—જુઓ હરશલ સૂર્યની પાપદષ્ટિ.
સૂર્ય શનિની પાપદષ્ટિ—જુઓ શનિ સૂર્યની પાપદષ્ટિ.
સૂર્ય ગુરૂની પાપદષ્ટિ કે યુતિ—જુઓ ગુરૂ સૂર્યની પાપદષ્ટિ.
સૂર્ય મંગળની પાપદષ્ટિ કે યુતિ—જુઓ મંગળ સૂર્યની પાપદષ્ટિ

**સૂર્ય શુક્ર કંજંકશન અથવા કોઇપણ દૃષ્ટિ**—કંપની, મોજમઝા, અને સ્ત્રીઓની દોસ્તીનો શોખ; વ્યભિચારી નિવડે, સ્ત્રીઓના ભરનાં કપડાં, દાગીના ને જવાહીરના વેપારમાં લાભ; સંગીત ગાયન નૃત્ય અને સુંદર કારીગરી અને શાસ્ત્રનો શોખ. જો કર્ક કે વૃશ્ચિકમાં હોય તો સ્ત્રીઓમાં ને મોજમઝામાં, પૈસા અને વખત ગુમાવે. જો દસમા સ્થાનમાં હોય તો જલદીથી પ્રમોશન મળે. જો ચોથા ભુવનમાં આ યોગ હોય તો વેપારમાં ફતેહ. શુક્ર સૂર્યથી કદી પણ ૪૮° થી વધુ દૂર હોતો નથી તેથી શુક્રને સૂર્યનું કંજંકશન; પેરેલલ; ૩૦° ને ૪૫° દષ્ટિ થાય છે. જ્યારે ૪૫° હોય ત્યારે જો બીજા ગ્રહની ખરાબ દષ્ટિ હોય તો વૈભવ, સ્ત્રીઓ અને લુગડાં કે આજુ-બાજુથી હાનિ, નિરાશા ને ઉદ્વેગ થાય છે,

**સૂર્ય બુધ કંજંકશન કે પેરેલલ**—લોભી અને પાકો વેપારી; સહેલાઇથી શીખનાર, અભ્યાસી; બધી વાતો એકદમ સમજી મનમાં રાખી શકે તેવો; હિસાબમાં એકકો; જ્યારે ૧ લા, ૩ જા, ૯ મા, અથવા ૧૦ મા ઘરમાંજ આવો યોગ હોય ત્યારે આ કહેલી અસરો થાય છે. જો સૂર્ય અને બુધ મીન રાશિમાં હોય તો થોડી અક્કલવાળો, ઘણો હોંશિયારીનો ફાંકો ધરાવનાર; અહંકારી, વાતોડીયો, મુસા-ફરીનો શોખીન, કોઇ પણ જાતના પાકા અભ્યાસ વગરનો, દરેક

શાસ્ત્રમાં ઉપલકીઉં જ્ઞાન ધરાવનાર, અને મૂર્ખ હોય. જો વૃશ્ચિકમાં હોય તો ઘણો સારો દાકતર અથવા રસાયણી હોય. સૂર્ય બુધની યુતિ ધંધા અથવા લખવાની શકિતમાં બુદ્ધિને તીવ્ર બનાવે છે. પણ ઉંડા ધ્યાન ( deep contemplation ) અને અંતર્જ્ઞાન માટે સારો નથી. બુધ સૂર્યથી જેટલો દૂર તેટલો સારો. બુધ સૂર્યથી ૨૮°થી વધારે દૂર હોતો નથી, તેથી તેની કંજંકશન કે પેરેલેલ સિવાય બીજી દૃષ્ટિઓ થતી નથી. બુધના કંજંકશનનું ફળ ૫° અંશની અંદરજ હોય છે તો મળે છે, આ યોગ વાળાને પડેલી ટેવ એકદમ જતી નથી, પરંતુ ધીમે ધીમે શીખામણથી જાય છે.

**સૂર્ય ચંદ્ર કંજંકશન અથવા શુભ દૃષ્ટિ**—જીંદગીમાં ફતેહ; ઝટ પ્રમોશન; આબાદી; સત્તાવાન મનુષ્યોથી મદદ; માનમર્તબો અને હોદો. ચંદ્ર ઉંચનો હોય તો કોઈ સ્ત્રી મારફતે લાભ; ચંદ્ર સૂર્યની શુભદષ્ટિના યોગવાળા મનુષ્યોને ધંધા ચાકરી મેળવવામાં મુશ્કેલાઇ પડતી નથી; સ્ત્રી કે પુરૂષ બંનેનું આરોગ્ય સારૂં રહે છે ને બાંધો મજબૂત હોય છે; સ્ત્રીની બાબતમાં મોટા મનવાળા અને ઉદાર સ્વભાવના પુરૂષ સાથે લગ્ન કરાવે છે. જળ રાશિમાં ( ૪ કે ૧૨ મી) હોય તો છાકટો હોય ને તબીયત બગાડે.

**સૂર્ય ચંદ્રની ખરાબ દષ્ટિ**—પૈસા સંબંધી મુશ્કેલાઇ; નોકરી ધંધો મેળવવામાં અડચણો; સટ્ટાથી કે સ્ત્રીઓથી ધનની ખરાબી; તબીયતની ખરાબી અને લાંબી અને ભારે માંદગી; શરદી અને ઇન્ફ્લુએન્ઝાનો સંભવ; ચઢતીમાં અનેક વિઘ્નો; કુસંપ; આશાઓ પૂર્ણ ન થાય.

---

## અધ્યાય ૨૨ મો.

### દરેક ભુવનને આવેલા એકલા શુક્રનું ફળ.

### The position and significations of the planet Venus

---

**લગ્ન ભુવનમાં શુક્ર**—પ્રતિજાતિ તરફ ઘણો પ્રેમ હોય, અને તેથી લાભ; ભાગ્યશાળી; મોજીલો; સારો સ્વભાવ; ઉદાર, આનંદી અને માયાળુ; સારો ગાનાર અથવા વગાડનાર હોય. બીજી, ત્રીજી, સાતમી, અગિઆરમી અને બારમી રાશિ શુક્ર માટે સારી છે; બાકીની રાશિઓમાં પહેલી; છઠી; આઠમી અને દસમી રાશીઓ ખરાબ ગણાય છે. તેમાં ખાસ લગ્ને વૃશ્ચિક રાશિ હોય અને મંગળની પાપ દૃષ્ટિ હોય તો તે મનુષ્ય વ્યભિચારી; હલકો; દારૂ અને ખરાબ સ્ત્રીઓનો શોખિન નીકળે છે; મંગળની યુતિ કે શુભ દૃષ્ટિ હોય તો તે હુનરી, ચિતારો કે નૃત્ય કરનાર કે ગાનાર હોય, ને રાગ મધુર, અને એક સરખો હોય છે. તે સારો પાત્ર નીવડે છે; અને જે ધંધો કરે છે તેમાં લોકોની મેદનીમાં સારો ભાગ ભજવે છે. બાંધો બહુ મજબૂત હોતો નથી; પણ સ્ત્રીના જેવો નાજુક હોય છે, અને રહેવાની રીત તંદુરસ્તી અને જીંદગીને ભાગ્યેજ વધારનાર હોય છે; સ્વભાવ શાંત અને રીતભાત સારી હોય છે.

**શુક્ર બીજા ભુવને**—જો બળવાન હોય તો જીંદગીમાં વિજય, અને લાભદાયક ધંધા આપે છે; છતાં તે માણસ ઘરેણાં, લુગડાં, જવેરાત અને સ્ત્રીઓ અને મોજમઝામાં ઘણા પૈસા ખર્ચે છે. જો નીચનો શુક્ર હોય કે પાપ દૃષ્ટિમાં હોય તો કદીયે પૈસાવાળો ન થાય.

**શુક્ર ત્રીજા ભુવને**—સગાં, પિતાઇ અને પાડોશીઓ તરફથી મદદ; રેલવે મુસાફરીમાં લાભ; આનંદી મન; કવિતા અને વાર્તાઓ વાંચવાનો શોખ, તેમજ હાસ્યરસનાં લખાણો લખવાનો શોખ. જો

શુક્ર બુધનું કંજંકશન હોય ને ચંદ્રની શુભ દૃષ્ટિ હોય તો ખરાબ કુંડળી સુધરે છે, પરંતુ ખરાબ દ્રષ્ટિ હોય તો વ્યભીચારીને વેભવી થાય છે.

**શુક્ર ચોથા ભુવને**—પાછલી જીંદગી સુખી અને આબાદ; વારસાથી લાભ.

**શુક્ર પાંચમા ભુવને**—મોજમજા અને સ્ત્રીઓની કંપનીનો શોખ, જેથી તબીયત બગડે; નાટક અને રમત ગમતનો શોખ; મોટું કુંટુંબ; ઘણી આજ્ઞાંકિત અને સારી છોડીઓ થાય અને તે સુખ આપે. શુક્ર બળવાન હોય તો સટ્ટા અને સાહસથી ફાયદો, નેપચ્યુનની અશુભ દ્રષ્ટિ હોય તો વિચિત્ર જાતનો પ્રેમ સંબંધ હોય: હર્ષલમાં વિચિત્ર રીતનું જોડાણુ થાય. શનિની દ્રષ્ટિ પ્રેમમાં નિરાશાને દિલગીરી ઉત્પન્ન કરે. મંગળમાં પૈસાનો ખર્ચ થાય.

**શુક્ર છઠા ભુવને**—તબીયત સારી રહે; નોકરો તાબેદાર હોય અને તેઓથી લાભ થાય.

**શુક્ર સાતમા ભુવને**—લગ્નથી સુખ અને નાનપણમાં લગ્ન; સંસાર આનંદી; છોકરાં માટે પ્રેમ. (જો શુક્ર ૮ મી કે દસમી રાશિમાં હોય તો લગ્ન મોડું થાય અને વ્યભિચારી હોય; સ્ત્રી કે પુરૂષ સુંદર, ભાગ્યશાળી અને આનંદી હોય. ધંધા કે ભાગદારીમાં સારૂં. લગ્ન પછી સુખ. સાતમે શુક્ર સારો ગણાય છે'

**શુક્ર આઠમા ભુવને**—જો બળવાન હોય તો લગ્નથી કે વીલ અને વારસાથી ધન મળે; કોઇ મરતો માણુસ ધન આપતો જાય; ખરાબ દ્રષ્ટિમાં હોય તો અતિ વૈભવથી મૃત્યુ થાય. પેશાબને લગતાં દર્દો થાય.

**શુક્ર નવમા ભુવને**—દૂરની આનંદી મુસાફરી; ધર્મ ઉપર શ્રદ્ધા; આનંદી અને મશ્કરો; વાંચવાનો ને કવિતાનો શોખ; લગ્નમાં સગાંથી લાભ; જો શુક્ર દસમાના કસથી દૂર ન હોય તો ખાનદાનમાં લગ્ન થાય અથવા પોતાનાથી ઉંચી વિદ્યાવાળામાં લગ્ન થાય. વિદેશમાં વિજય; મુસાફરીથી લાભ.

**શુક્ર દશામા ભુવને**—જીંદગીમાં વિજય; પ્રમોશન મળે; જાહેરમાં આબરૂ વધે; સારા ખવાસનો; તકરાર પસંદ ન પડે; ખાનદાનમાં લગ્ન થાય; લગ્નથી લાભ; સ્ત્રીઓમાં ઘણું માન મેળવે ને તેથી લાભ થાય. સૂર્ય કે ચંદ્રની શુભ દૃષ્ટિ હોય તો મોટા ઇલકાબ મળે. નીતિ સારી હોય.

**શુક્ર અગિયારમા ભુવને**—ઘણા સારા અને મદદ કરતા મિત્રો મળે; ખાસ કરી સ્ત્રી મિત્રોથી ફાયદો. નેપચ્યુનનું કંજંકશન હોય તો ઉમર કે બીજો વિચિત્ર તફાવત છતાં પ્રેમ સંબંધ થાય. હર્ષલની યુતિ હોય તો એકાએક કે માત્ર આકર્ષણથી થયેલો સંબંધ હોય. શનિની યુતિ હોય તો શોક કે દીલગીરીનું જોડાણ હોય. મંગળમાં ઉતાવળો ને લાગણીવાળો સંબંધ થાય. બુધની યુતિ હોય તો ઠગાઇનો ભય બતાવે છે.

**શુક્ર બારમા ભુવને**—ઘણા છુપા સ્ત્રી દુશ્મનો; ઠગાઇનો કે કાવતરાંનો ભય. જો શનિની શુક્ર ઉપર અશુભ દૃષ્ટિ હોય તો સાવધ રહેવું. આ મનુષ્ય ગુપ્ત પ્રેમમાં પડે છે, મંગળ ચંદ્રની અશુભ દૃષ્ટિથી પ્રેમ કોઇ જાણી શકતું નથી. શનિની અશુભ દૃષ્ટિમાં ક્લેશ, વિયોગ કે વૈધવ્ય થાય. શુભ દૃષ્ટિ સારી છે. શુક્ર જો ૮ મી, ૧૦ મી, ૧ લી, ૪ થી રાશિનો હોય તો તે ખરાબ છે.

---

## અધ્યાય ૨૩ મો.

### શુક્રની દ્રષ્ટિઓ અને કંજંકશન.

### The aspects and conjunctions of the planet Venus.

---

**શુક્ર બુધ કંજંકશન અથવા શુભ દૃષ્ટિ**—મન આનંદી અને ખુશ રહે છે, સંગીત, કવિતા અને સુંદર હુન્નરો ને શાસ્ત્રોનો શોખ થાય. જો લગ્ને હોય તો મોટો કવિ થાય. ત્રીજા, ૯ મા કે દસમા ભુવને હોય તો વાંચવાનો શોખ ને કવિતા તથા ભાષાના

વક્ષણુવાળો, જુવાનીઆઓને ચહાનાર હોય છે. આવા માણસો જુવાન સ્ત્રીઓ પરણે છે. આ બે ગ્રહો કદી પણ ૭૬° થી વધુ દૂર હોતા નથી. તેથી તેઓ વચ્ચે કંજંકશન, પેરેલેલ, ૩૦°, ૪૫°, ૬૦° અને ૭૨° ની દષ્ટિ થાય છે. ખાસ કરીને કંજંકશન, પેરેલલ અને ૬૦° જેવી. લગ્ન બે વખત થાય; અને તે બનતા સુધી સગાંમાંજ થાય; તેમાં બેમાંથી એક ૩, કે ૬ અથવા ૯ કે ૧૨ મા ઘરનો ધંધો કરનાર હોય.

**શુક્ર ચંદ્રનું કંજંકશન અથવા શુભ દષ્ટિ**—ઘરકી અને સારા દેખાવા ટાપટીપ કરનાર હોય છે. સ્ત્રીઓ તરફથી માન અને ફાયદો; કરકસરીઓ; લગ્નથી સંપૂર્ણ સુખ; વિજયી. જો શુક્ર ખરાબ દષ્ટિમાં નથી હોતો તો સારી સ્ત્રી મળે. સંગીત ને ગાયનોનો શોખ; સ્ત્રીઓની બાબતમાં તે સુઘડ અને ચોખી રાખે છે, તેમના કામકાજમાં કલાપણુ અને દીર્ઘ દષ્ટિ દેખાય છે.

**શુક્ર ચંદ્રની અશુભ દષ્ટિ**—ગંદો અને પહેરવા ઓઢવામાં ઢંગઢાળ વગરનો; ખરચમાં બેદરકાર; દારૂનો શોખ; સારી સ્થીતિવાળી સ્ત્રીઓ ધિક્કારે; સ્ત્રીની કુંડળીમાં હોય તો ગંદી; ફુવડ; તબીયત બગડે; ઋતુ અનુયમીત કે બહુ હોય.

---

## અધ્યાય ૨૪ મો.

### દરેક ભુવને એકલા આવેલા બુધનું ફળ.

### The position and significations of the planet Mercury.

---

**લગ્ન ભુવને બુધ હોય તો**—તીવ્ર ચાલાક અને ઘણો ચતુર; અસ્કરો. અગ્નિતત્વ ( મેષ, સિંહ કે ધન ) રાશિ હોય તો ચાલાક આકળો; તીવ્ર; ક્રોધી; નાટક ચેટકનો શોખીન; બોલવામાં ઉતાવળીઓ;

ગણીતમાં પ્રવીણ અને તર્ક બુદ્ધિવાળો (મેષ અને સિંહ રાશિમાં આ ગુણો વધારે પ્રમાણમાં જણાય છે). વળી તે ઝનુની અને તોછડો પણ હોય. **વૃષભ** અને **મકર** રાશિ હોય તો પ્રપંચી પેચી; કંઇક દ્વેષી; હુજતી; જીદ્દી; ખાઉધરો અને પોતાનોજ સ્વાર્થ જોનાર હોય. **મિથુન, કન્યા, તુલા** કે **કુંભ** રાશિ હોય તો ઘણી સારી અકકલ અને તર્ક બુદ્ધિ; સારો વકતા; મોટો વિદ્વાન; પદ્ધતિસર કોઇ પણ વિદ્યા ગ્રહણ કરનાર; ઉંડી નજરવાળો; ચાલાક. **વૃશ્ચિક** રાશિ હોય તો સારો દાકતર કે રસાયણી; પ્રયોગો કરવાનો શોખીન; પણ ઉંડો, મીંઢો ને લુચ્ચો. આવા માણસથી ચેતતા રહેવું. કર્ક અને **મીન** રાશિ હોય તો છાલકા મનનો; વેગી; હોય તેથી જૂદું બતાવનાર અને ફરી જનાર; બેવકુફ; તોતડાતી જીભવાળો પોતાને માટે ઉંચો મત ધરાવનાર; દારૂડીઓ કે શેખચલ્લી; આવા મનુષ્ય ઉપર વિશ્વાસ રાખવો નહિ. મીન રાશિ કરતાં કર્ક કંઇ સારી છે. લગ્ને બુધ વાંચવાનો; લખવાનો અને ભાષણનો શોખ આપે છે. શનિની દૃષ્ટિ મનુષ્યને મૂર્ખ બનાવે છે.

**બુધ બીજા ભુવને**—જો શુભદૃષ્ટિમાં હોય તો વિજય અને ધન સંચય કરાવે. જો ધન રાશિમાં હોય તો લખાણથી, કમીશનથી અને શેર્સ વગેરેથી પૈસા મળે.

**બુધ ત્રીજા ભુવને**—જો વાયુતત્વ ( ૩, ૭ ૧૧ ) રાશિ અથવા ૬ ઠી કે ૮ મી રાશિનો હોય તો અભ્યાસ અને શાસ્ત્રનું વલણ. જ્યોતિષ અને ગુપ્ત શાસ્ત્ર શીખે. સઘળી જાતની નવી ચીજોનો શોખ હોય; મુસાફરી થાય. પણ જો કર્ક કે મીન રાશિનો હોય તો મનનો ઢચુ પચુ અને ઢંગધડા વગરનો હોય. આ ગ્રહવાળો સારાં લખાણ કરે, કારકુનનો ધંધો કરે. કલમબાજ ને હુન્નરી હોય;

**બુધ ચોથા ભુવને**—અભ્યાસનું વલણ. જો ત્રીજી કે છઠ્ઠી રાશિ હોય તો જીંદગીના પાછલા ભાગમાં ફતેહ મળે; ખાણોથી લાભ; વિઘ્નો કરવામાં અડચણો આવે.

**બુધ પાંચમા ભુવને**—જો વંધ્ય રાશિ (૩, ૫, કે ૬) હોય તો પ્રજા ન થાય અથવા નાશ કરે. જો ૪, ૮ અને ૧૨ મી રાશિ હોય ને શનિ કે મંગળની અશુભ દૃષ્ટિ હોય તો પ્રજા કદરૂપી કે ગાંડાં છોકરાં થાય. બુધ પાંચમે સંતાન આપે છે પણ તે ઉપાધી કે ત્રાસ આપતાં હોય છે. ગુરૂ કે શનિની શુભ દૃષ્ટિમાં સટ્ટા ને સાહસ માટે સારી; ચંદ્રની દૃષ્ટિ સારી, પરંતુ હર્ષલ કે મંગળની અશુભ દૃષ્ટિ હોય તો વ્યભિચારથી ગેરઆબરૂ અને વિયોગ થાય.

**બુધ છઠ્ઠા ભુવને**—લુચ્ચાને ત્રાસદાયક નોકરો મળે, જે લુંટી લે છે. જો બુધ લગ્નનો માલિક હોય અને છઠ્ઠા ઘરમાં ધન કે મીન રાશિમાં હોય તો ક્ષય, છાતીનાં અને ફેફસાનાં દર્દો થાય ને વારંવાર માંદગી આવે. જો પાપ દૃષ્ટિમાં હોય તો વધુ ખરાબ પરિણામ આવે. શેઠ કરતાં નોકર તરીકે સારૂં કામ કરે; લખાણઃ પુસ્તકો, કેમીસ્ટ્રી, વગેરેનો સંબંધ હોય. મંગળની અશુભ દૃષ્ટિ હોય તો મગજ ખસે ને ગાંડપણ આવે છે. શનિથી ઘણીજ ચિંતા; હર્ષલથી આત્મઘાત કે સાહસ કરાવે.

**બુધ સાતમા ભુવને**—વેપારમાં હરીફાઇ અને પજવણી; વિવાદમાં તકરાર; ભાગીદાર ( સ્ત્રી-પુરૂષ ) ઘણો ચાલાક, ખંદો ને લાંબી જીભવાળો હોય છે, જે રાશિમાં બુધ હોય તે પ્રમાણે તેની બોલી નીકળે. તે સગો હોય અથવા ઉમરમાં નાનો હોય; અશુભ દૃષ્ટિમાં સંસાર ઝઘડા ભરેલો થાય; લખાણથી કે મુસાફરીથી લગ્ન થવાનો સંભવ.

**બુધ આઠમા ભુવને**—અશુભ દૃષ્ટિમાં હોય તો વીલમાં ઉપાધિ; મગજની નબળાઇ, ભાગીદારના ધન માટે અડચણો આવે છે.

**બુધ નવમા ભુવને**—ચાલાક; હાજર જવાબી; શાસ્ત્ર, ભાષા, અજાયબ વિદ્યા ને ચીજોનો શોખ; ધર્મશાસ્ત્રનો અભ્યાસ. જો બુધ ચર રાશિનો હોય તો મુસાફરી કરાવે.

**બુધ દશમા ભુવને**—ભાષા અને વેપારમાં ફતેહ; સારો વેપારી, કે ગણિતજ્ઞ; વાયુતત્વમાં સારો ભાષણ કર્તા, રાજદ્વારી વકીલ; કાર્યદક્ષ; વિદ્વાન પ્રોફેસર; શોધક; કમીશન એજંટ. મંગળની અશુભ દષ્ટિમાં હોય તો લુચ્ચો ને અપ્રમાણિક, અને જુઠો. શનિની અશુભ દષ્ટિમાં ખોટી સહીઓ ને ગુંચવાડો કરાવે.

**બુધ અગિઆરમા ભુવને**—મોટા વિદ્વાન મિત્રો. જો બુધ ઉંચનો હોય તો તેમના તરફથી મદદ મળે. જો નિર્બળ હોય તો તેમના તરફથી ઉપાધિ ને ત્રાસ. (જો ૧ લી રાશિનો હોય તો તકરારી. બીજીમાં જીદ્દી. ૩ જીમાં સુખરેખા ને ચાલાક; ૪ થી માં હલકા લોકો; ૫ મીમાં સારા ને મદદગાર; ૬ ઠીમાં વિદ્વાન; ૭ મીમાં હુન્નરી, ૮ મીમાં ઠગ ને લડાઇખોર, ૯ મીમાં હોંશિયાર પણ દંભી, ૧૦ મીમાં કપટી ને અવિશ્વાસુ, ૧૧ મીમાં વિશ્વાસુ ને એકજીવ, ૧૨ મીમાં વાતોડીઆ પણ જિજ્ઞાસુ. આવા પ્રકારના મિત્રો મળે કે તેવી ઓળખાણ હોય છે.)

**બુધ બારમા ભુવને**—બીજી, આઠમી કે દશમી રાશિમાં હોય તો ઘણા કપટી મિત્રો જે છુપી રીતે હેરાન કરે. અન્ય રાશિમાં જીંદગીમાં ફતેહ; વાણી સ્પષ્ટ ને શબ્દચાતુરીવાળી; રાજદ્રોહી ભાષણ કરનાર; ડંફાસી; જ્ઞાની.

---

## અધ્યાય ૨૫ મો.

### બુધનું કંજકશન અને દષ્ટિઓ

### The conjunctions and aspects of the planet Mercury

**બુધનુ ચંદ્ર સાથે કંજંકશન કે શુભ દષ્ટિ**—જો વાયુતત્વ રાશિ (૧, ૭, ૧૧) હોય તો તીક્ષ્ણ બુદ્ધિવાળો; ઘણી સારી શક્તિ ફળો, ચાલાક અને હોંશિયાર; ઘણી તિવ્ર અક્કલ અને ચતુરાઇ. આ

દષ્ટિ માટે ૧, ૩, ૯, અને ૧૦ મું ભુવન ઘણું ઉત્તમ છે. પરદેશી ભાષા ઘણી સહેલાઇથી અને સરળતાથી શીખી શકે; અને કુંડળીમાં લગ્ન સ્થાને મિથુન, કન્યા, ધન અથવા કુંભ રાશિ હોય તો બોલવાની છટા ઘણી સરસ હોય છે.

બુધ ચંદ્રની અશુભદૃષ્ટિ—ચાડીઓ, જુઠો, અને નિંદાખોર ચાલાક, ઉછાંછળો કે વક્રોક્તિ બોલી અને સારી શક્તિઓ. હોય જો શનિ કે મંગળની ચંદ્ર બુધ ઉપર અશુભ દૃષ્ટિ હોય તો અપ્રમાણિક અને પોતાની શક્તિઓને અવળે રસ્તે ચઢાવે છે; ચીઢીઓ અને અસ્થિર સ્વભાવ થાય છે; લખાણમાં ભૂલો થાય.

---

## અધ્યાય ૨૬ મો.

### દરેક સ્થાને બેઠેલા ચંદ્રનું ફળ.

### The position and significations of the planet Moon

---

લગ્ને ચંદ્ર હોય તો—જો ચર રાશિ હોય તો રખડતો ફરે, એક જગાએ ન બેસે; મન અસ્થિર; સ્ત્રીઓનો શોખીન, તેઓ તરફથી માન ને લાભ; શાંત સ્વભાવ; કંપની અને મિત્રતાનો શોખ; પરગજુ, ઘણુંખરૂં ઘણાં માણસોમાં તેમાં હલકા અને કામદાર મજુર વર્ગના લોકોમાં ઘણો માનીતો; બીકણ; વિનયી; માયાળુ; જરા ઉતાવળીઓ અને ઉદાર હોય છે. અગ્નિતત્વમાં હોય તો લોભી અને મોટી આશાઓ રાખનાર. મેષ રાશિમાં ભ્રમિત ચિત્તવાળો અને અને અદબ; જો હર્ષલની દૃષ્ટિ હોય તો વારંવાર ખભળાટ કરી મૂકે તેવો. ૮ મી કે ૧૦મી રાશિ હોય તો દારૂનો શોખ, હલકી સોબત, જડ બુદ્ધિ; વ્યભિચારી અને ચાલચલગત અને બોલીનો ખરાબ. જો ૩, ૬, ૭, કે ૧૧ મી રાશિ હોય તો શાસ્ત્રનો શોખ, જ્યોતિષનો શોખ, અને ઘણી ભાષા જાણનાર. જો ૪ અને ૧૨ મી રાશિ હોય તો

દયાળુ; સારો સ્વભાવ અને માનવંત. જો વૃષભ રાશિ હોય તો દઢ અને નિશ્ચયવાળો, ઉદ્યોગી અને ખંતીલો. લગ્નમાં ઉદિત ચંદ્ર હોય તો ઉંઘમાં ચાલનાર. ચંદ્રનો સ્વભાવ માયાળુ, અને સારા વિચારનો છે, અને તકરાર કે લડાઇ પસંદ હોતી નથી.

**ચંદ્ર બીજા ભુવને**—ખાસ કરીને ઘણો બળવાન હોય તો ઘણો સારો; ધનસંચય અને વિજય આપે. જો ૮મી કે ૧૦ મી રાશિમાં હોય તો પૈસો મેળવતાં ઘણી મુશ્કેલાઇ પડે અને પૈસાની હાનિ થાય. ગુરૂ, શુક્ર કે બુધની શુભ દૃષ્ટિ હોય તો ધનાઢ્ય બને.

**ચંદ્ર ત્રીજા ભુવને**—(રેલવેની) નાની નાની મુસાફરીઓ થાય. વિદ્યાનો શોખ; અને ગુપ્ત શાસ્ત્ર શીખવાનું મન થાય. જો ચંદ્ર બળવાન હોય તો ભાઇઓ અને પાડોશીઓ મદદ કરે; બુદ્ધિ કરતાં કલ્પના વધારે; લખાણોથી લાભ થાય

**ચંદ્ર ચોથા ભુવને**—વારંવાર રહેઠાણ બદલે. ઘર, જમીન અને ખેતીથી લાભ. જો ચંદ્ર, ઉંચનો હોય તો મા બાપનું સુખ સારૂં. વિજય અને છેવટની જીંદગીમાં સુખ; વારસો મળે, સ્વતંત્ર થવાય કે દત્તક લેવાય.

**ચંદ્ર પાંચમા ભુવને**—જુગાર, મોજમજાહ અને સ્ત્રીઓનો ઘણો શોખીન. જો ચંદ્ર દ્વીરાશિ શરીરવાળી (૩, ૧૨, ૯મીનો પ્રથમ ભાગ) રાશિમાં હોય તો ઘણાં છોકરાં થાય. જો મીન રાશિ હોય છે તો જોડકાં છોકરાં થાય. છોકરાં માટે ઘણો પ્રેમ, જુવાનો તરફ વિચિત્ર પ્રકારનો ચાહ; રમતગમત ને કંપનીનો શોખ; સટ્ટા અને સાહસનું વલણ; અસ્થિર પ્રેમ.

**ચંદ્ર છઠ્ઠા ભુવને**—તબીયત નાદુરસ્ત રહે, (સ્ત્રીઓ માટે ખાસ ખરાબ) શરીર માંદલું રહે; બેચેની રહે; નોકરી સારી; શેઠાઇ ખોટી. મિથુન, ધન અને મિનનો ચંદ્ર હોય તો છાતીનાં દરદ અને ક્ષયનો ભય થાય. જો ૫ મી ૮ મી કે ૧૧ મી રાશિમાં હોય તો રેતી, પથરી, અથવા બ્રોન્કાઇટીસ થાય. જો ૧ લી, ૪ થી, ૭ મી કે ૧૦ મી રાશિ

હોય તો આંતરડાંને પેટનું દરદ થાય. ચંદ્રનો સ્વભાવ સારો છે તેથી દુઃખ કમતી કરે ને શત્રુનો નાશ કરે છે, પણ અશુભ દૃષ્ટિમાં હોય છે તો જ દુઃખ કરે-માંદગી કરે ને વખતે અનિષ્ટ કરે છે. રવિ હર્ષલની અશુભ દૃષ્ટિમાં અપચો, મંગળથી સોજો, શનિથી લાંબા દરદો.

**ચંદ્ર સાતમા ભુવને**—લગ્નમાં ફતેહ; પરણેલી જીંદગીમાં સુખ; કાયદાને ભાગીદારીમાં ફતેહ; ઘણી મુસાફરી; વારંવાર સ્થાનની ફેરફારી; જો ચંદ્ર ૨, ૪, ૭, ૯, ૧૧ કે ૧૨ મી રાશિમાં હોય ને શનિની શુભ દૃષ્ટિ હોય તો ઉદ્યોગી અને કાળજીવાળો ધણી કે સ્ત્રી હોય. ચંદ્ર જે રાશિનો હોય તેવા ખવાસનો ધણી-સ્ત્રી મળે. લગ્ન વહેલું થાય. પણ ચંદ્ર કોઇ દૃષ્ટિમાં ન હોય તો મોટી ઉમરે લગભગ ૨૫ વર્ષે લગ્ન થાય. અશુભ દૃષ્ટિ હોય તો બેમાંથી એકનું વહેલું મરણ થાય.

**ચંદ્ર આઠમા ભુવને**—બહુ ઉપયોગી નથી પરંતુ જો બળવાન હોય તો લગનથી પૈસા, વીલ કે વારસાથી લાભ મળે. જો મંગળ અને શનિની અશુભ દૃષ્ટિ હોય તો અકસ્માત કે ભયંકર રીતનું મૃત્યુ થાય, નેપચ્યુનની દૃષ્ટિ હોય તો આપઘાત કરે. હર્ષલ અકસ્માત કરે છે.

**ચંદ્ર નવમા ભુવને**—ઘણી મુસાફરીઓ; દરિયાઇ સફરો; શાસ્ત્રનો શોખ: ધર્મમાં કંઇક દુરાગ્રહી; જીજ્ઞાસુ, લોકાચારની વિરૂદ્ધ. જો ચંદ્ર ઉંચનો હોય તો લગ્ન તરફનાં સગાંથી મદદ મળે.

**ચંદ્ર દસમા ભુવને**—જીંદગીમાં ફતેહ, આબાદાની, સુખી ધંધો; મહાન્ સ્ત્રીઓની અને કુટુંબના મોટા માણસોની મહેરબાની; લોકોપયોગી ચીજોના ધંધામાં લાભ; જો ચંદ્ર ઉંચનો હોય તો જાહેર લોકોથી માન અને કીર્તિ મળે તેમ ધનવાન થાય.

**ચંદ્ર અગીઆરમા ભુવને**—જો ઉચ્ચનો હોય તો ઘણા સારા મિત્રો મળે, પણ જો નીચનો ને શનિની અશુભ દૃષ્ટિમાં હોય તો તેમનાથી ત્રાસ થાય. સારા ચંદ્રમાં સારી સારી ઓળખાણ થાય, લોકનો પ્રેમ હોય, મોટી કંપનીઓમાં જોડાણ થાય, છોકરાંનું સુખ હોય. જો મેષ

રાશિમાં હોય તો સાહસ કરે; વૃષભમાં કપટજાળ ને વ્યભિચારી. મિથુનમાં બે ભથુ સંબંધ. કર્કમાં સગા સંબંધી મિત્રો અને વિચિત્ર અનુભવ. સિંહમાં કવિ કે પ્રખ્યાત મિત્ર હોય, ઘણો પ્રેમ થાય. કન્યામાં હોય તો હલકા લોકોનો પ્રેમ ને વિચિત્ર સંબંધ. તુલામાં સગાં સંબંધીમાં લગ્ન કે ખોટો સબંધ. વૃશ્ચિકમાં હોય તો ગુપ્ત સંબંધ ને તેથી દીલગીરી. ધનમાં સારી દોસ્તી ને તેથી લાભ. મકરમાં દગાઇ. કુંભમાં જુદી જુદી જાતના મિત્રો ને તે પણ વિશ્વાસુ હોય. મીનમાં પરગજુ મિત્રો હોય.

**ચંદ્ર બારમા ભુવને**—જો વૃશ્ચિક કે મકરનો હોય તો ખરાબ સ્રીઓ દગાઇ ને લુચ્ચાઇ કરે, અને તેથી નુકશાન થાય. પોતે પોતાની ગુપ્તવાત જાહેર કરે, ઘણી અડચણો ને વિઘ્ન નડે. બીજી રાશિમાં ચંદ્રની રાશિ અને દૃષ્ટિના પ્રમાણ પ્રમાણે સુખસંપત્તિ અને જીંદગીમાં ફતેહ મળે; ગુપ્ત ધંધાથી લાભ.

ચંદ્રની શુભ અને અશુભ દૃષ્ટિઓ દરેક ગ્રહમાં આપેલી છે, તે અત્રે પણ લાગુ પડે છે.

---

## અધ્યાય ૩૧ મો.

## નેપચ્યુન.

---

આ ગ્રહ પૃથ્વીથી ઘણોજ દૂર છે. એનો સ્વભાવ ખરાબજ છે, એમ માને છે. પરંતુ ખરાબ બનાવ ન થતાં તેથી માત્ર ચિંતા થાય છે, સઘળો આધાર દૃષ્ટિઓ ઉપર છે. ખરાબ ગ્રહની દૃષ્ટિથી સારૂં પરિણામ નજ આવે. પણ જ્યારે ૧૨૦° હોય કે શુભ દૃષ્ટિમાં હોય તો તેથી બીજા ગ્રહોની માફક સારૂં ફળ કેમ ન મળે? શનિ જેમ હમેશાં ખરાબ નથી હોતો તેમ ગુરૂ પણ હમેશાં સારો નથી હોતો. દરેક ગ્રહ દૃષ્ટિ અને સ્થાનને આભારી છે. નેપચ્યુન માટે ૪ થી અને ૧૨ મી રાશિ સ્વગૃહી અને ૧૦ મી ને ૬ ઠી નીચની ગણાય છે. આ ગ્રહ મન ઉપર અસર કરે છે ને અધ્યાત્મ વિદ્યા અને બ્રહ્મવાદ તરફ વલણ

બઇ જાય છે. જો લગ્ને, કે ત્રીજા ઘરમાં કે ૯ મા ઘરમાં હોય તો તેમ થાય છે, અને આચરણ પણ ઢંગધડા વગરનું, અવિશ્વાસપાત્ર; નૈસર્ગિક, આવેશી, ફેરફારનો શોખીન, ઇંદ્રિયો વશ ન રાખી શકે, ઉશ્કેરાઇ જાય તેવો, અને ઘણો કામી હોય. મેષ, તુલા, કર્ક ને મકર રાશિમાં અને ૩, ૬, ૯, ને ૧૨ મા સ્થાનમાં મનની ચંચળતા વધે. ૨, ૫, ૮, ને ૧૧ મી રાશિમાં હોય તો ગતિનો રોધ, પશુ બુદ્ધિ, ખાવા પીવાનો શોખ વધે. **જો બીજા** ઘરમાં હોય તો ગરીબાઇનો ભય, અને પૈસાની ખુવારી જણાવે. જો **ત્રીજા ઘરમાં** હોય તો વારંવાર સ્થલાંતર, સફરો, વાંચવા લખવાનું મન, કવિતાનો શોખ, ભૂત પ્રેતની માન્યતા અને ગૂઢ. **જો ચોથા ઘરમાં** હોય તો મનની ઘણી બેચેની, નાનાં નાનાં વિઘ્નો (જીંદગીના છેલ્લા ભાગમાં) આવે. નાતરાની મા કે બાપ હોય. શુભ દૃષ્ટિમાં વારસાથી લાભ. **જો પાંચમામાં** હોય તો ઘણો કામી સ્વભાવ, મોજ મઝાનો શોખ, લંપટ, અને નીચ. છોકરાંની સંખ્યા વધારે; સંતાન ને સટ્ટાદ્વારા ત્રાસ. **જો છઠ્ઠામાં** હોય તો તબીયત અને નોકર ચાકર સંબંધી રોજનો ત્રાસ: માંદગીનો ભય; વંશપરંપરાનો રોગ ઉતરે. શુક્ર કે મંગળની દૃષ્ટિથી વ્યભિચારના રોગ થાય **સાતમા** ઘરમાં હોય તો અભાગી લગ્ન. લડાલડી ને મારામારી, વિયોગ કે છુટા છેડા; બે લગ્ન કે સંબંધો; વિચિત્ર જોડાણ—લુલાં લંગડાં સાથે લગ્ન. પરિણામ એકદમ સારૂં કે એકદમ ખોટું આપે છે. **આઠમા** ઘરમાં વીલ, વારસો ને ધનની હાનિ, જળઘાત, કે ઝેરી દવાથી મૃત્યુ. **નવમા** ઘરમાં હોય તો મુસાફરીમાં ત્રાસ; લગ્નનાં સગાંથી કે કાયદાથી હાનિ ને ત્રાસ; ગુપ્ત શાસ્ત્રનું મન; ધર્મની વિચિત્ર માન્યતા. **દશમા** ઘરમાં હોય તો ધંધામાં ગુંચવણ ને નાશીપાશી; માબાપથી વિયોગ ને પડતી; નિંદા કે કાળી-ટીલી; અપયશ ને કુટુંબ કલેશ. **અગિયારમા ઘરમાં** હોય તો મિત્રો તરફથી હાનિ ને ત્રાસ; **બારમા ઘરમાં** હોય તો ગુપ્ત શત્રુઓનું કપટ અને ભય; ગુપ્તતા ભરેલા કામમાં કે ખાતામાં ફતેહ; ઠગાઇ, લોકાપવાદ અને કેદનો ભય.

જો શુક્ર, ગુરૂ, સૂર્ય. અથવા ચંદ્રની શુભ દૃષ્ટિ હોય તો ઉપર જણાવેલી બાબતોમાં ઘણો ફેરફાર થાય છે, પણ જો આ ગ્રહો પૈકી કોઇની પણ અશુભ દૃષ્ટિ હોય છે તો અશુભ પરિણામ આવે છે. ગુરૂની અશુભ દૃષ્ટિમાં પૈસાની હાનિ અને ઘણી દીલગીરી. મંગળ બુધની અશુભ દૃષ્ટિમાં જુઠું, લુચ્ચાઇ ભરેલાં અને એવાં ખોટાં કાર્યો થાય; શુભ દૃષ્ટિ હોય તો તીવ્ર બુદ્ધિ, જીજ્ઞાસુ અને શોધક હોય. શુક્ર ખરાબ દૃષ્ટિમાં હોય તો કામી અને વ્યભિચારી; ઇંદ્રિયોને તૃપ્ત કરે. સ્ત્રીઓની કુંડળીમાં ૫ મા કે ૭ ઘરમાં આ યોગ ખરાબ ગણાય છે. અશુભ દૃષ્ટિમાં ચંદ્ર, ઘણો ફેરફાર, મુસાફરી અને સ્થલાંતર જણાવે છે; એકજ સ્થળે સ્થાયી ન હોય, મન અને કામમાં અસ્થિરતા, જુઠો, દુ;ખી લગ્ન, અને ગેરઆબરૂ. ચંદ્રની શુભ દૃષ્ટિ ગુપ્તશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રોનું વલણ, અંતરજ્ઞાન અને ચાલાકી આપે છે. જો સ્થીર રાશિમાં હોય તો મનને સ્થીર બનાવે છે.

---

## અધ્યાય ૩૨ મો.

### નેપચ્યુનની દૃષ્ટિ.

---

નેપચ્યુન હર્ષલનું કંજકશન——અધ્યાત્મિક ને ગુપ્તશાસ્ત્રનું વલણ સૂચવે છે.

નેપચ્યુન હર્ષલની શુભ દૃષ્ટિ—ગુપ્તને અસાધારણ વિષયો કે ધંધાનું મન; સ્થાન અને રાશિ સૂચક વસ્તુઓથી લાભ ને તે તરફનું વલણ બતાવે છે અને તેવા ધંધાવાળાનું ઓળખાણ કરાવે છે.

હર્ષલ નેપચ્યુનની અશુભ દૃષ્ટિ–આ યોગ શુભ દૃષ્ટિમાં બતાવેલી બાબતો દ્વારા ત્રાસ, હાનિ અને ઉપાધિ સૂચવે છે. જો નવમા કે ત્રીજા સ્થાનમાંથી આવી દૃષ્ટિ થતી હોય તો અંતર્જ્ઞાન

વધારે છે, તેમજ જુદા જુદા પ્રકારના યોગજ્ઞાનની ખીલવણી થાય છે, વિચારની ગંભીરતાને ધાર્મિક વલણને વધારે છે, અને મનની શક્તિ તથા બુદ્ધિબળને આપે છે. ખાસ કરીને વિચારોમાં તેમજ સ્વભાવમાં એકાએક ફેરફાર થાય છે, અને જીંદગીમાં અનેક પ્રસંગો એવા લાવી મૂકે છે કે ધર્મને અને વ્યવહારૂ લાભ એ પૈકી એક પસંદ કરવાની સ્થીતિ પ્રાપ્ત કરાવે છે. આ યોગ એકંદરે સારો છે, પણ બહુ ભાગ્યશાળી બનાવતો નથી. આ યોગ સો વર્ષમાં ફક્ત એકજવાર આવે છે, કેમકે આ ગ્રહ ઘણો ધીમો ચાલે છે, અને ૧૬૦ વર્ષમાં આખી રાશિ ફરે છે. જો આ ગ્રહ સ્થાનવડે બળવાન હોય તોજ કાંઇ ફળ આપે છે.

**નેપચ્યુન શનિની અશુભ** દૃષ્ટિ—આ યોગ ધનને મિલકતની હાની કરે છે, ટીકા અને અપકીર્તિ કરાવે છે. જીંદગીના કોઇપણ સમયે કોઇ વિખ્યાત સ્થિતિમાં લાવી મૂકે છે. આવી કુંડળીવાળાએ સ્વાર્થ ભરેલી ખંદાઇથી દૂર રહેવું, નહિતો પોતેજ પોતાને ખરાબ કરશે. યોગાભ્યાસ ન કરવો. આ યોગ કજીયા, અવકૃપા અને અપકીર્તિનો ભય સૂચવે છે, તેમ મીલકત, ધનવિનિમય, શેર્સ અને વારસા માટે સારો નથી.

**નેપચ્યુન શનિનું કંજંકશન અથવા શુભ** દૃષ્ટિ—આ યોગ ઘણો વિચિત્ર છે, મગજ શક્તિ ને ધાર્મિક સ્વભાવનું જોડાણ થાય છે: અને એમાંથી એક વધે છે કે ઘટે છે. આ યોગ પરાધિન સ્થિતિ: અને ગંભીર વિચારો લાવે છે.

# અધ્યાય ૩૩ મો.

## ગ્રહો વિષે.

## About Planets

× × × × ×

"The Angles or the spirits of the planets are the messengers or the interpreters of the will of God to man."–*Bessie Leo.*

---

મનુષ્ય પ્રતિ ગ્રહોના દેવતાઓ પરમાત્માની ઇચ્છાઓના દૂતો અથવા વાહકો છે. એટલે તેઓ મનુષ્યોના શુભાશુભ કર્મોનાં પ્રાક્-સૂચક ચિન્હો છે.

ગ્રહો જીવાત્મા અને પરમાત્મા એ બંને વચ્ચે એક સાંકળ રૂપ છે. ગ્રહોના ગુપ્ત જ્ઞાનથી પરમાત્માનું ઐક્ય પ્રાપ્ત થાય છે, અને જીવાત્માને ઉંચે ચઢાવવા–તેનો ઉદય કરવામાં પ્રયત્ન કરે છે.

ગ્રહો ફરતા હોઇને દરેકને પોતાની સત્તામાં લે છે.

ગ્રહોનાં નામ તો આપણે પાછળ વાંચી ગયા છીએ, પરંતુ જ્યોતિષ વિદ્યામાં આકાશ મંડળ (solar system) ના જ્ઞાનની પણ જરૂર છે. અને તે જ્ઞાન ખગોળથી મળે છે. ખગોળવિદ્યા ગ્રહોનાં માપ, ગતિ, અંતર; સમય, કદ, વજન, તેમનો અનુક્રમ, ઇ૦, ઇ૦. અને તેમનાથી દૂર આવેલા નક્ષત્રોનું પણ જ્ઞાન આપે છે. આ સમગ્ર મળીને વિશ્વ, આકાશમંડળ યાને શિશુમાર ચક્ર કહેવાય છે.

સૂર્ય–એ આકાશ મંડળનો નેતા ગણ્યો છે, અને તે મધ્યમાં હોઇ તેની આસપાસ પૃથ્વી અને અન્ય ગ્રહો ફરે છે.

વલ્કન–સૂર્ય અને બુધ એ બે વચ્ચે આ ગ્રહ આવ્યો છે એમ ખગોળવેત્તાઓ માને છે; પરંતુ હજુ તે માટે નક્કી થયું નથી.

બુધ–એ સૂર્ય આસપાસ દિ. ૮૮, ક. ૨૩ા માં ૩ કરોડ ૬૦ લાખ માઇલ દૂર હોવા છતાં ફરી વળે છે. એ સૂર્યથી ૩૦ અંશના છેટે હોય ત્યારે નજરે જોઇ શકાય છે અને તેનો પ્રકાશ ઝાંખો વાદળી રંગે હોય છે. આ ગ્રહ ઇશ્વરનો પાંખવાળો અને ચેતવણી આપનાર દૂત ગણાય છે.

શુક્ર–એ સૂર્યની આસપાસ દિ. ૨૨૪, ક. ૧૭ જેટલા વખતમાં ૬ કરોડ ૬૧ લાખ માઇલ અંતરે હોવા છતાં ફરી વળે છે. આ ગ્રહ કોઇ વખત પહેલી રાત્રે અને કોઇ દિવસ પાછલી રાત્રે દેખાય છે. એ સૌથી તેજસ્વી ગ્રહ છે.

પૃથ્વી–પૃથ્વીવૃત્ત સૂર્યના મધ્યબિંદુથી ૯ કરોડ ૧૪ લાખ માઇલ દૂર હોવા છતાં આપણા એક વર્ષમાં ફરી વળે છે. પૃથ્વી મિશ્ર હવાના પટથી વિંટાયલી છે, જેને વાતાવરણ (atmosphere) એવું નામ આપ્યું છે. પૃથ્વીની આસપાસ ફરનાર એક ઉપગ્રહ છે. જેને ચંદ્ર કહે છે. તે સૂર્યની કક્ષામાં પૃથ્વીની આસપાસ ૨૯ાા દિવસમાં ફરી રહે છે, પરંતુ એક બિંદુથી ફરીને તેજ બિંદુમાં આવવાને દિ. ૨૭, ક. ૭, મિ. ૪૩ લે છે, પૃથ્વીથી આ ઉપગ્રહનું અંતર ૨ લાખ ૪૦ હજાર માઇલ છે. આ ગ્રહ ફલ જ્યોતિષમાં ઘણો ઉપયોગી છે. તેને પૃથ્વીની માતા કહે છે. તેનું નામ લ્યુના અથવા આઇસીસ છે.

મંગળ–એ સૂર્યની આસપાસ દિ. ૬૮૭ માં ૧૩ કરોડ માઇલનું અંતર છતાં ફરી વળે છે. આ ગ્રહ લડાઇના ગ્રહ તરીકે ઓળખાય છે.

ગુરૂ–એ સૂર્યની આસપાસ ૧૨ મહિનામાં ૪૭ કરોડ માઇલનું અંતર હોવા છતાં ફરી વળે છે. કદમાં આ ગ્રહ સૂર્યથી બીજે નંબરે આવે છે. શુક્ર કરતાં સહેજ ઓછો તેજસ્વી, પીળાશ પડતા રંગનો દેખાય છે. એને ચાર ઉપગ્રહ છે. આ ગ્રહ અને મંગળના ગ્રહની વચ્ચમાં કેટલાક ઉપગ્રહોનું વૃત્ત છે, જેમાં વેસ્ટા નામનો એક મુખ્ય ઉપગ્રહ છે.

**શનિ**–એ સૂર્યની આસપાસ ૩૦ વર્ષમાં ૮૭ કરોડ માઇલનું અંતર હોવા છતાં ભ્રમણ કરી શકે છે. તેને ત્રણ કુંડાળાં અને નવ ઉપગ્રહો છે. શનિને હર્ષલ ગ્રહનો પુત્ર ગણ્યો છે. તે સ્વર્ગ અને નર્ક એ બે વચ્ચેના એક પૂલ જેવો છે. આ ગ્રહ સ્વર્ગમાં (સુખ) લઇ જાય છે તેવોજ નર્કમાં (દુઃખમાં) નાંખે છે. એથીજ તે અનિષ્ટ કારક ગ્રહ મનાયો છે.

**હર્ષલ**–એ શનિ પછીનો ગ્રહ છે. એની અને સૂર્યની વચ્ચે ૧૭૫ કરોડ માઇલનું અંતર છે અને ૮૪ વર્ષમાં સૂર્યની આસપાસનું ભ્રમણ કરી રહે છે. એને ૪ ઉપગ્રહો છે. આપણા લોકો એને ઇંદ્ર નામથી ઓળખે છે. હર્ષલને યુરેનસ પણ કહે છે.

**નેપચ્યુન**–એ નવિન્ શોધનો ગ્રહ છે, તેનું અને સૂર્ય વચ્ચેનું અંતર ૨૭૪ કરોડ માઇલ છે અને ૧૬૫ વર્ષમાં સૂર્યની આસપાસ ભ્રમણ કરી રહે છે. આપણા લોકો એને વરૂણ નામથી ઓળખે છે.

રાહુ અને કેતુ એ ગ્રહો નથી, પરંતુ પૃથ્વીની ઉત્તર અને દક્ષિણની છાયા છે.

**ફોરચ્યુન** ગ્રહ એ એક કલ્પિત ગ્રહ છે.

---

## અધ્યાય ૩૪ મો.

## ગ્રહોની ખાસીયતો.

(Nature of planets.)

---

### સૂર્ય.

આ ગ્રહને રવિ, સૂર્ય, ભાનુ, અર્ક, સન, સોલ, ખોરસેદ પણ કહે છે.

**ગતિ**–ગતિનો અભાવ હોવા છતાં પૃથ્વીની ગતિને સૂર્યની ગતિ કલ્પી છે, અને એ રીતે તે બારે રાશિઓ એક વર્ષમાં ફરી વળે

છે, એમ માન્યું છે. દૈનિક ગતિ વધુમાં વધુ ૬૧ કલા અને ઓછામાં ઓછી ૫૭.૧૬ કલા છે. એનું ભ્રમણ (ઇકલીપ્ટીકમાં) પોતાનાજ માર્ગમાં હોવાથી રેખાંશો હોતી નથી, તેમ એ કદી વક્ર થતો નથી.

એની પ્રકૃતિ કુદરતી રીતે ગરમ અને શુષ્ક છે. એ નિયમિત પુરૂષ ગ્રહ છે. જો બળવાન હોય છે તો નસીબ સૂચક, દિવસ ગ્રહ છે.

**શારિરીક સ્થિતિ**–મજબૂત બાંધો; ઉંચો; ચકચકિત અને ભવ્ય મોટી આંખો; સિંહ જેવું દબદબાવાળું મોં; મોટું પણ ગોળાશ પડતું કપાળ; પીળાશ પડતા કાળા વાળ; દાઢીએ વાળ બહુ હોય છે. માથા ઉપર વખતે તાલ પણ હોય છે.

**સ્વભાવમાં**–લાગણી અને સત્તાદાર માણસની પેઠે બોલનાર વિચારવંત, ડાહ્યો અને ન્યાય બુદ્ધિવાળો; ગંભીર વાણીવાળો; પ્રમાણીક અને વખતસર વચન પાળનાર; મોટા મનનો; માયાળુ; દયાળુ; સત્તા ભોગવવાની ઇચ્છાવાળો માન અને વારસો મેળવવા યત્ન કરનાર અને હલકા વિચાર વગરનો. જો સૂર્ય પાપદૃષ્ટિમાં હોય કે નિર્બળ હોય તો–અભિમાની; કુળાભિમાની; બીજાના આશ્રયે જીવનાર છતાં મિથ્યાભિમાની; દરેક કામને ધિક્કારનાર અને ખર્ચાળ; વારસો હોય તો ઉડાવી દેનાર અને દરેક કામમાં માથું મારનાર હોય છે.

હૃદય, બરડો, પુરૂષોની જમણી આંખ અને સ્ત્રીની ડાબી આંખ, કમર, ઇ૦ ઉપર એની અસર હોય છે, અને તેથી આંખોની નબળાઇ, કફ. પ્યુટ્રીક તાવ, છાતીના ધબકારા, હાર્ટ ડીસીઝ (છાતીના રોગ), હીસ્ટીરિયા, મૂર્છા, ઇ૦ રોગ થાય છે.

---

## ચંદ્ર

આ ગ્રહને સોમ, ઇંદુ, મનુ, લ્યુના, કામસીદ, કમર, ઇ૦ પણ કહે છે. એની ગતિ એક દિવસમાં સાધારણ રીતે અંશ ૧૩, કલા ૧૦ાા ની છે; અને પૃથ્વીની આસપાસ ૨૭ દિવસ, અને ૭ાા

કલાકમાં બારે રાશિમાં ફરી વળે છે. આ ગ્રહ વક્રી થતો નથી. એ પૃથ્વીની છેક નજીકનો ગ્રહ છે અને તેની રેખાંશા ઉત્તરે અંશ ૫-૧૭ કળા અને દક્ષિણે અંશ ૫-૧૨ કલા છે.

એની પ્રકૃતિ શીતળ અને સ્નિગ્ધ છે. એ સ્ત્રીજાતિ રાત્રિગ્રહ છે.

**શારીરિક સ્થિતિ**—શરીર સુંદર; ધોળો રંગ: મોં ગોળ; એક આંખ કરતાં બીજી આંખ મોટી; દષ્ટિ સહેજ નીચી; કાબરી આંખો; ટુંકા હાથ પગ; માંસાળ પણ નાજુક અને બહુ વાળ હોય છે.

**સ્વભાવમાં**—(ચંદ્ર બળવાન કે શુભદષ્ટિમાં હોય તો) પ્રમાણિક સુશીલ અને નમ્ર; અસ્થિર મન; શાંતિ ઇચ્છનાર પણ ભયભીત; કાળજીવાળો; ઘણા ધંધા કરનાર; બુદ્ધિવાળાં શાસ્ત્રોનો શોખીન હોય છે. પણ ચંદ્ર જો નિર્બળ અથવા પાપદષ્ટિમાં હોય છે તો આળસુ; કામનો કાયર; ભવિષ્યના વિચાર વગરનો; બેદરકાર; અસંતોષી, ભીખ માગી પુરૂં કરનાર કે ભટકતો, મૂર્ખ અને છાકટો હોય છે.

પેટ, આંતરડાં. પુરૂષની ડાબી આંખ અને સ્ત્રીની જમણી આંખ; અને ભેજા ઉપર આ ગ્રહની અસર હોય છે. ગડગુમડ, કંઠમાળ; ઓરી, બળીયા; તાણુ; પેટમાં વાયુ-પીડા; પેટના ઉભરા; મુત્રાશય અને ગુહ્યભાગમાં પીડા, લોહીનું મગજે ચઢવું; ડાબા પાસાનાં દરદો; જળંદર, લકવો, હાથ પગનો સંધિવાયુ, ઇ૦ રોગો થાય છે.

---

## બુધ

આ ગ્રહ સૌમ્ય; રોહિણી પુત્ર; ઇંદુપુત્ર; મરક્યુરી; તીર; કલંગ ઇ૦ નામોથી ઓળખાય છે. એની ગતિ એક દિવસમાં કલા ૫૯ ને ૮ વિકલાની છે. અને એની શીઘ્રગતિ અંશ ૧ અને ૪૦ કલા જેટલી છે. આ ગ્રહ જ્યારે વક્રી થાય છે ત્યારે ૨૪ દિવસ વક્રી

થઇને એક દિવસ સ્થિર રહી પછી માર્ગી થાય છે, અને બારે રાશિઓ ૮૭ દિવસને ૨૩ા કલાકમાં ફરી રહે છે. તેની ઉત્તર દક્ષિણ રેખાંશો વધારેમાં વધારે અંશ ૩ અને કલા ૩૪ છે.

આ ગ્રહની પ્રકૃતિ વિચિત્ર છે. એટલે તે જે ગ્રહની સાથે આવેલો હોય છે તેવી એની પ્રકૃતિ થાય છે. સ્ત્રી ગ્રહ હોય સ્ત્રી જેવી અને પુરૂષ ગ્રહ હોય છે તો પુરૂષ જેવી હોય છે તેમ શુભ ગ્રહ સાથે હોય તો શુભ અને અશુભ ગ્રહ સાથે હોય તો અશુભ ફળ આપે છે તેથી તેને નપુંસક ગ્રહ કહે છે. એ લુચ્ચાઇ, યુક્તિ, ઠગાઇ અને ખોટી પ્રતિજ્ઞાના ઉપર અધિકારવાળો, અસ્થિર, વાયુ તત્વવાળો, ઠંડો શાંત, સહેજ ઉદાસી ગ્રહ છે.

**શારીરિક સ્થિતિ**—શરીર સામાન્ય પણ ઉંચો, પાતળો અને સીધો સોટા જેવો; કપાળ મોટું; લાંબુ મુખ; આંખો સુંદર; કાળાશ પડતો રંગ; હોઠ અને નાક પાતળાં (વખતે નાક લાંબું પણ હોય છે); ડોક ઉપર થોડા પરંતુ માથા ઉપર તેમજ દાઢીએ બહુ વાળ; હથેળી અને આંગળીઓ લાંબી હોય છે. જો બુધ ઓરીએન્ટલ કુંડળીમાં હોય તો એટલે પૂર્વાર્ધમાં ૧૦ થી ૪ સ્થાનમાં હોય તો કદ મધ્યમ, બાંધો સારો ને મજબૂત; વાળ થોડા; આંખો નાની; સ્વાર્થનુંજ બોલનાર. શરીર સુંદર પણ મુખ ઉપર કંઇક ખોડ હોય. જો બુધ ઓસીડેન્ટલમાં હોય તો એટલે ૪ થી ૧૦ મા સ્થાન સુધીમાં હોય તો લચી ગયેલું શરીર, પીળી રાતી આંખો; નાજુક પણ નાના અવયવો હોય છે.

**સ્વભાવ**—બુધ બળવાન કે શુભ દષ્ટિમાં હોય તો વાદવિવાદ કરનાર; વાચાલ; તીવ્ર; ચાલાક; બુદ્ધિવાન અને ગુરૂની મદદ વિના શીખનાર; પોલીટીકલ જ્ઞાનવાળો; લુચ્ચાઇ કરી જાણે તેવો; વિદેશ જોવાની ઇચ્છાવાળો; યુક્તિથી વેપાર કરી ઘણું ધન પ્રાપ્ત કરી શકે તેવો; અને દરેક રહસ્યનો શોધક હોય છે.

ભેજાં, જ્ઞાનતંતુ અને હાથ પગ ઉપર આ ગ્રહની અસર હોવાથી જીભમાં રોગ અથવા બોલતાં અચકાવું; મગજનો કોઇ વ્યાધિ કે શૂન્યતા; યાદદાસ્તનું કમીપણું; ઉતાવળે વાંચવાથી થતા રોગ; ખોટી કલ્પનાઓ અને ખ્યાલો; માથામાં તેમજ નાકમાં સુકો કફ, ઇ૦ રોગ થાય છે.

---

## ગુરૂ

આ ગ્રહને વાચસ્પતિ, બૃહસ્પતિ, અંગિરસ, જ્યુપીટર, અહુર-મઝદ; બરહસ્પી, ઇ૦ કહે છે, એ વર્ષ ૧૪, દિવસ ૩૧૪ અને કલાક ૧૨ માં બારે રાશિ ફરી વળે છે. અને એ વક્રી થાય છે ત્યારે ૧૨૦ દિવસ સુધી વક્રી રહે છે, પણ વક્રી થતા પહેલાં ૫ અને પછીથી ૪ દિવસ સ્થિર રહી માર્ગી થાય છે. એની રેખાંશા ઉત્તર દક્ષિણ અંશ ૧ અને કલા ૩૯ હોય છે.

પ્રકૃતિ—એ બીનાશવંતો, સામાન્ય રીતે ગરમ પુરૂષ ગ્રહ છે, અને વિનય, ગંભીરતા અને ન્યાયનો અધિપતિ હોવાથી નસીબ જોવામાં મુખ્ય ગ્રહ છે.

**શારીરિક સ્થિતિ**—ઉંચો, અને સીધો; સહેજ રતાશ પડતું લંબગોળ મુખ; લાંબી અને ભુરાશ પડતી આંખો; ખુલતું કપાળ; લોહીથી ભરપુર ચહેરો; વાળ સુંવાળા; મોટું તેમજ ઉંડુ પેટ; લાંબા પગ અને મજબૂત સાથળ, (પગ વખતે બેડોળ હોય છે); વાણી ગંભીર પણ સહેજ દમામદાર. ગુરૂ ઓરીએન્ટલમાં (૧૦ થી ૪ સ્થાનમાં) હોય તો આંખો મોટી; રતાશ પડતું મુખ અને રંગ; જાડું શરીર; જમણા પગે દુઃખનું નિશાન કે તલ હોય. (કેટલાકને માથે વાળમાં લાલ રંગના વાળનું લાખું કે માંસ હોય છે). ગુરૂ ઓસિડે-ન્ટલમાં (૪ થી ૧૦ સુધીમાં) હોય તો સુંદર ચોખ્ખું મુખ; રાતા કાળા અને સુંવાળા વાળ; કપાળ કે બરડે તાલ હોય.

**સ્વભાવ**—ગુરૂ બળવાન કે શુભ દૃષ્ટિમાં હોય તો વિશ્વાસુ; નમ્ર; શરમાળ; મીઠી અને વહાલી વાતો કરનાર; ધર્મદાન અને ગરીબોને મદદ કરનાર; નિંદ્ય કૃત્યોને ધિક્કારનાર; પ્રમાણીક; સદ્ગુણી; મોટી બાબતોમાં આગળ વધનાર; વિનયી હોય છે. જો ગુરૂ નિર્બળ કે અશુભ દૃષ્ટિમાં હોય તો ધર્મઢોંગી; બેદરકાર; કમબુદ્ધિનો; જેમાં તેમાં જરૂર વિનાનું માથું મારનાર; અને વારસો ખોઈ નાંખનાર કંપનીઓમાં પોતાને નીચો ગણનાર, સ્થૂલ શરીરવાળો, ધર્મની ખોટી વાતોને ટકાવવામાં આગ્રહી હોય છે.

ફેફસાં, કાળજુ, નસો અને લોહી, પાચન શક્તિ, ૬૦, ઉપર તેનો અમલ હોવાથી લોહીવિકાર, છાતીના ને ફેફસાના સોજા અને દર્દો, સંધિવા, સોજા, બહુ ઝાડા, સાથળ, બરડો અને પગને લગતાં દર્દો, ૬૦ રોગ થાય છે.

---

શુક્ર

આ ગ્રહને ભૃગુ સુત, દૈત્યગુરૂ, વિનસ, લ્યુસીફર, નાહીદ, ઝોહરે, ૬૦ નામોથી ઓળખે છે. એની ગતિ ૬૨ કલા જેટલી છે, અને વધારેમાં વધારે ગતિ ૮૨ કલા જેટલી છે. એકંદરે સામાન્ય ગતિ ૫૯ કલા અને ૯ સેકંડની હોઇ ૨૨૪ દિવસ અને, ૭ કલાકમાં બારે રાશિઓ ફરી વળે છે. જ્યારે વક્રી થાય છે, ત્યારે ૪૨ દિવસ વક્રી અને ૨ દિવસ સ્થિર રહી માર્ગી થાય છે. એની રેખાંશા અંશ ૯ અને ૨ કલા છે.

એની પ્રકૃતિ સહેજ ઉષ્ણ છે. એ શાંત અને સ્નિગ્ધ સ્ત્રી જાતિ રાત્રિ ગ્રહ છે, અને આનંદ અને હર્ષનો અધિપતિ હોવાથી નસીબ જોવામાં આ ગ્રહ બીજે નંબરે છે.

**શારીરિક સ્થિતિ**—સુંદર શરીર; શ્વેત પણ કાળાશપર એવું જેથી વધારે સુંદરતાવાળું જણાય; ફરતી આંખો, અને પ્રેમવાળો,

ગોળ મુખ; આનંદી કાળી આંખો; મોટા સુંદર હોઠ; સાધારણ રીતે સુંવાળા બહુ વાળ; શરીર તેમજ કપડાં સ્વચ્છ રાખનાર; શરીર ભારે. શુક્ર જો ઓરીએન્ટલમાં હોય તો સાધારણ ઉંચાઇનું પણ ચોખ્ખું, સીધું અને ભારે શરીર. ઓસીડેન્ટલમાં હોય તો દરેકને પસંદ પડે તેવો સુંદર દેખાવ પણ ઘણું ઠીંગણું કદ.

**સ્વભાવમાં**—શુક્ર બળવાન અથવા શુભ દૃષ્ટિમાં હોય તો વાતોમાં આનંદી; મશ્કરો; શાંત; વૈભવી ચીજોનો શોખીન; વ્યભિચારી પરંતુ પ્યારમાં અદેખો; કવિ; કાયદા કજીયા ને તકરારને પસંદ ન કરનાર; પ્રમાણીક. શુક્ર પાપ દૃષ્ટિમાં કે નિર્બળ હોય તો વ્યભિચારી; નઠારી સ્ત્રીઓનો સોબતી અને તેમાં પૈસાનો બોર મૂકનાર; આળસુ; ખર્ચાળ અને સહેજ તોફાની હોય છે.

ગર્ભસ્થાન, ગળું, છાતી અને સ્તન, બરડાનો કાંઠો, ગુરદો, ઇ૦ ઉપર આ ગ્રહની અસર હોવાથી બરડાના દર્દો; ગુહ્ય ભાગનાં દર્દો; ધાતુશ્રાવ; પેશાબનાં દર્દો; પ્રમેહ; વ્યભિચારથી થતા રોગો; અંડવૃદ્ધિ; મીઠો પેશાબ, ગળાનાં અને ગાલનાં દર્દો; ઇ૦ રોગ થાય છે.

---

## મંગળ.

આ ગ્રહ લોહિતાંગ, મંગળ; પૃથ્વીપુત્ર, અંગારક; માર્સ, એરિસ, બેહરામ, મરીહ, ઇ૦ નામોથી ઓળખાય છે, એ ૩૨૧ દિવસ અને ૨૨ કલાકમાં બારે રાશિઓ ફરી વળે છે. જ્યારે વક્રી હોય છે ત્યારે ૮૦ દિવસ વક્રી રહી બે ત્રણ દિવસ સ્થિર રહી પછી માર્ગી થાય છે. એની રેખાંશા ઉત્તરમાં ૪ અંશ ૩૧ કલા જેટલી અને દક્ષિણમાં ૬ અંશ ૪૭ કલા જેટલી છે.

**પ્રકૃતિમાં**—આ ગ્રહ ઉષ્ણ અને શુષ્ક છે. એ વંધ્ય અને ફળ રહિત પુરૂષ ગ્રહ અને રાત્રિ ગ્રહ છે. અને કજીયા તેમજ કલેશનો અધિપતિ હોવાથી કમનસીબ જોવાનો બીજો ગ્રહ છે.

**શારીરિક સ્થિતિ**—મજબૂત શરીર; લશ્કરી બાંધો; મધ્યમ કદ; હિંમત અને વિશ્વાસ દર્શક ગોળ મુખ; ભુરી આંખ; ગુચળાં વળી ગએલાં રાતી રેતી જેવા વાળ; હાડે જાડો નહિ તેમ પાતળો પણ નહિ એવો અને ચાલાક. જો મંગળ ઓરીએન્ટલમાં હોય તો રાતા ધોળા મિશ્ર રંગનો અને શૂરવીર, જો ઓસીડેન્ટલમાં હોય તો નીચા કદનો; શરીર પર વાળ વાળો; માથું નાનું અને સુંવાળું શરીર.

**સ્વભાવમાં**—મંગળ બળવાન અથવા શુભદષ્ટિમાં હોય તો દુઃખમાં ઝોકાવનાર, કોઇને પણ નમ્યું ન આપે તેવો, સ્વકામનો બડાઇખોર, પોતાથી કોઇ વધુ બળવાન નથી એમ ધારનાર, વિચાર રહિત, કજીયાખોર, યુદ્ધમાં અને શૂરાતનમાં અજીત. સઘળી સત્તાનો ખોટો ડોળ ધરનાર, લડાઇ ને લશ્કરને ચાહનાર, હિમતવાન. જો મંગળ નિર્બળ કે અશુભ દૃષ્ટિમાં હોય તો ઠગ, ઘાતકી, ત્રાસદાયી; ચોર; ખુની, દ્રોહી, ખોટા સોગન ખાનાર, બડબડ કરનાર, ન્યાય અને વિનય વગરનો, મારફાડ અને લડાઇને ચાહનાર, મનુષ્ય તેમજ ઇશ્વરની દરકાર વિનાનો અને માણુસાઇ વગરનો હોય છે.

મોં; ડાબો કાન અને ડાબો હાથ, નાક, પિત્ત, ઇ૦ ઉપર આ ગ્રહનો અમલ હોવાથી દરેક જાતના લોહીના રોગ, ઉનો તાવ, દાઝવું; કમળો, માથાનું ભમવું; લોહીનું વહેવું; પથરી, મીઠો પેશાબ ઘા–જખમ વાગવો; લોખંડ પીડા; મોં ઉપરના બળીયા; દાદર; આવેશ અને કામથી થતા દરદો; ઉનવા; પીળો કમળો પ્લેગ અને તેવા ઉડતા રોગો ઇ૦ રોગ થાય છે.

---

## શનિ.

આ ગ્રહ શનૈશ્ચર, મંદ. સેટર્ન, સનાશીર, જોહલ, ઇ૦ નામોથી ઓળખાય છે. એની ગતિ દૈનિક ૩ થી ૬ અંશ સુધી હોવાથી ૨૯ વર્ષ, ૧૬૭ દિવસ અને ૫ કલાકમાં બારે રાશિ ફરી વળે છે. એ

વક્રી હોય છે ત્યારે ૧૪૦ દિવસ વક્રી રહી પાંચ દિવસ પહેલાં અને પાંચ દિવસ પછી સ્થીર રહી માર્ગી થાય છે. એની રેખાંશા ઉત્તર દક્ષિણ અંશ ૨ કલા ૪૮ છે.

**પ્રકૃતિ**—એ ગ્રહ શુષ્ક, ઉદાસી, શાંત અને પૃથ્વીતત્વનો પુરૂષ ગ્રહ છે. એકાંતવાસ અને દુષ્કર્મનો અધિપતિ હોવાથી કમનસીબ જોવામાં મુખ્ય ગ્રહ છે.

**શારીરિક સ્થિતી**—મધ્યમ કદ; ફિક્કો કાળો ચહેરો; પહોળું કપાળ; નાની કાળી આંખો; કાળા પણ ભુખરા વાળ; નાની નીચી દાઢી; મોટા કાન; જાડા હોઠ અને નાક; મોટા વિશાળ ખભા; ઉંચી અથવા નીચી દષ્ટિ; ઝુલતી ભમર; નાનું પેટ; ઢીંચણ ને પગ ( એક સાથે ટીચાતા ) ખરાબ; સાથળ વળી ગયેલી ( પાતળીને લાંબી નહિ ). જો શનિ ઓરીએન્ટલમાં હોય તો ઠીંગણો પણ સુંદર ને ધાટીલો. જો શનિ ઓસીડેન્ટલમાં હોય તો ઉંચો હોય તો પાતળો ને નીચો હોય તો બાંધો જાડો; વાને કાળો ને વાળ પણ થોડા.

**સ્વભાવમાં**—શનિ જો બળવાન અથવા શુભ દષ્ટિમાં હોય તો ઓછા બોલો પણ કામમાં આકળો; ગંભીરતા ને સ્થીરતાવાળો; કલ્પના શક્તિવાળો ને વાદવિવાદ કે તકરારમાં ગંભીર. જો શનિ પાપ દષ્ટિમાં કે નિર્બળ હોય તો બીકણ, અદેખો, લોભી, વહેમી, આળસુ, ઝેરીલો અને હઠીલો, જુઠો અને અસંતોષી અને સ્ત્રીઓને વખોડનાર હોય છે. આ માણસ નોકરી કરનાર હોય છે.

ચામડી, જમણી આંખ, દાંત અને હાડકાં ઉપર આ ગ્રહનો અમલ હોવાથી ક્ષય, પત, ગાંડછા, ફેફ્ર, મુંગાપણું કે બહેરાપણું, ભગંદર, જલંદર, નસોના રોગો, સર્દી, કાળો કમળો ઇ૦ થાય છે.

---

## હર્ષલ.

આ ગ્રહ હર્ષલ અથવા યુરેનસ, ઇન્દ્ર, એ નામોથી ઓળખાય છે. એ ૮૩ વર્ષ અને ૧૫૧ દિવસમાં બારે રાશિ ફરીવળે છે.

**પ્રકૃતિ**—અસ્થિર, શીતળ, ચંચળ, વાયુમય, ખોટું કરી તરતજ સારૂં ફળ આપનાર, મગજ શક્તિવાળો, પુરૂષ ગ્રહ છે. મંગળ અને શનિ એ બે ગ્રહો કરતાં ઓછો બળવાન છે.

**શારીરિક સ્થિતિ.**—ઉંચો, પાતળી દાઢી; ભરેલો ચહેરો ને સારો દેખાવ: ઉંચું કપાળ; ઝીણી આંખ. ભુખરા કે કાળાવાળ, મધ્યમ કદ, શરીરના નીચલા ભાગનો બાંધો મજબૂત.

**સ્વભાવ**—જો બળવાન કે શુભ દૃષ્ટિમાં હોય તો વિચિત્ર સ્વભાવ; જીંદગીમાં સારો લાભ અને અકસ્માત હાનિ કરનાર; ઘણું કરીને કમનસીબ કરનાર; યોગનો અભ્યાસી. જો નિર્બળ કે અશુભ દૃષ્ટિમાં હોય તો ઘાતકી, ભેજાનો ફાટેલ: અચાનક હદપાર નુકશાન કરનાર, ને નખ્ખોદવાળનાર; લોકોથી પણ નુકશાન પામનાર.

આ ગ્રહનો મગજ ઉપર ખાસ અમલ હોવાથી અસાધારણ અને કોઇથી ન પારખી શકાય તેમજ દવા પણ ન થઇ શકે તેવા કે મટી ન શકે તેવા રોગો, મગજ કે નસના રોગો, ચુંક અને પેટનાં દરદો થાય છે. આ ગ્રહથી થતા રોગો અસાધારણ પ્રયોગોથી, કે મેસમેરીઝમથી મટે છે. આ ગ્રહવાળો રસાયણી, જોષી, મેસ્મેરીઝમ કરનાર, હાથ જોનાર ને ભૂતાદિક વિદ્યા જાણનારો હોય છે.

---

## નેપચ્યુન.

આ ગ્રહ નેપચ્યુન, પ્રજાપતિ કે વરૂણ એ નામથી ઓળખાય છે. એ ૧૮૧ વર્ષમાં બારે રાશિઓ ફરી રહે છે.

**પ્રકૃતિ**—વૃત્તિઓનો આવેશી, અદઢ, અચોક્કસ લાગણીવાળો, જળતત્વ આશ્રયી છે. એનાથી સળેખમ વગેરે રોગ થાય છે.

---

## ફોરચ્યુન.

આ એક કલ્પિત ગ્રહ છે. અને તે લગ્ન અને ચંદ્રના અંશોના સરવાળામાંથી સૂર્યના અંશ બાદ કરવાથી નીકળે છે. અથવા તો દસમા ભુવનના અંશ કળામાં ૯૦° ઉમેરવાથી તાત્કાલિક લગ્નભુવનના અંશ નીકળશે અને તેમાં ચંદ્રના અંશ ઉમેરવાથી અને એ સરવાળામાંથી સૂર્યના અંશ બાદ કરવાથી ફોરચ્યુન (નસીબ) ગ્રહ નીકળશે. તેમાં પહેલી રીત સરળ છે. જો જન્મ, પૂનમ પહેલાંનો હશે તો, ફોરચ્યુન ગ્રહ દસમા ભાવથી ચોથા ભાવ સુધીમાં અને પૂનમ પછીનો હશે તો ચોથા ભાવથી દસમા ભાવ સુધીમાં આવશે.

લગ્ન કુંડળીમાં ફોરચ્યુન ગ્રહ મૂકાય છે. પરંતુ પ્રશ્ન કુંડળીમાં તો તેની ખાસ જરૂર છે. કેમકે તેને લીધે ધન સંબંધી સ્થિતિ જલદીથી ને સહેલથી સમજાઈ શકાય છે.

ગ્રહોની માફક તેને જે રાશિમાં આવે છે તે રાશિમાં ગોઠવવામાં આવે છે. ( જુઓ પાનું ૩૭ )

જો ફોરચ્યુન ગ્રહ રવિ સાથે શુભ દષ્ટિમાં હોય તો પૈસા બહુ ખરચાય, અને બચાવ થોડો થાય. મોટા માણસોથી અને મિત્રોથી ફાયદો થાય.

જો ફોરચ્યુન ગ્રહ ચંદ્ર સાથે શુભ દષ્ટિમાં હોય તો લાંબી મુસાફરીથી ફાયદો થાય, તેમ મિત્રોથી, સ્ત્રીઓ તરફથી. અને પ્રજા વર્ગથી લાભ મળે; તેમ ચાલતા ધંધાથી સુખ મળે અને આબાદી થાય.

જો ફોરચ્યુન ગ્રહ શુક્ર સાથે શુભ દષ્ટિમાં હોય તો વેપારમાં લાભ મળે, મોટા વર્ગની, તેમજ આબરૂદાર સ્ત્રીઓ તરફથી માન અકરામ મળે, પોતે લુગડાં લત્તાં પાછળ અથવા દાગીના કે જર જવાહીરમાં ખરચ કરે.

જો ફોરચ્યુન ગ્રહ બુધ સાથે શુભ દષ્ટિમાં હોય તો વિદ્યા અને હુન્નરથી લાભ થાય; કોઇ પ્રકારની ડીગ્રી મળે. કાયદા તરફથી લાભ; દરિયાઇ મુસાફરીથી લાભ; નવીન શોધ કે લખાણથી લાભ; વારસો મળે; હિસાબી કામમાં હુશીયાર હોય ને તેમાં પણ કોઇ રીતે લાભ મળે.

જો ફોરચ્યુન ગ્રહ ગુરૂ સાથે શુભ દષ્ટિમાં હોય તો વેપાર ધંધામાં બઢતી થાય. પડી ભાગેલો ધંધો સજીવન થાય ( જો ૬૦° ૧૨૦° કે યુતિમાં હોય તો ); કોઇ આનંદી માણસો તરફથી બક્ષિસ કે લાભ મળે.

જો ફોરચ્યુન ગ્રહ મંગળની સાથે શુભ દષ્ટિમાં હોય તો દરિયાઇ મુસાફરી લાભપ્રદ નીવડે, જાનવરના વેપારથી–ઘોડાઓથી લાભ થાય, લશ્કરમાં હોય તો ત્યાં પણ લાભ મળે.

જો શનિ સાથે ફોરચ્યુન ગ્રહ શુભ દષ્ટિમાં હોય તો વારસાથી લાભ; ખેતીવાડી તેમજ બાંધકામ ( ઘરોનાં ) થી ફાયદો થાય. ઘરડાં જન લાભ કરી જાય. દરિયાઇ વેપારથી અને જનાવરોના વેપારમાં લાભ અપાવે.

જો ફોરચ્યુન રવિ સાથે અશુભ દષ્ટિમાં હોય છે તો ધંધો પડી ભાગે. કોર્ટના કજીયાથી નુકશાન થાય, સરકાર દરબારથી હેરાન ગતિ ભોગવાય, પૈસા બહુ ખરચાય, જુઠા અપવાદો આવે.

જો આ બંને ગ્રહોની યુતિ થઇ હોય તો પોતેજ પૈસાનો ભોગ મૂકે, ધનની ખુવારી થાય, પરંતુ આબરૂ રહે, અને આબરૂદાર ભિખારી બને,

જો ફોરચ્યુન ચંદ્ર સાથે અશુભ દષ્ટિમાં હોય તો હલકા માણસોથી દગો ફટકો થાય, ખાનદાન સ્ત્રી દુશ્મન નીવડે, તેમ તે પાયમાલ પણ કરે; મુસાફરીમાં નુકશાન; કોરટ દરબારથી ખુવારી; બેસુમાર કરજ થાય; આબરૂને ધક્કો પહોંચે ને પાયમાલી આવે.

જો શુક્ર સાથે ખરાબ દષ્ટિ થતી હોય તો સ્ત્રીઓ પાછળ ગાંડા થાય. પ્રેમનાં વળખાં મારે; દોલત ઉડાવી દે અને ઉલટી અદેખાઇ થાય.

જો બુધ ખરાબ દૃષ્ટિમાં હોય તો દાવાઓમાં હાર થાય, કોઇથી છેતરપંડીથી કે દગાથી પૈસો ખોવાય, જુઠી સાક્ષીઓ પુરે ને તેથી ખરાબ પણ થાય; આબરૂ ઓછી પડે અને છેવટે નાદાર બનવું પડે; વકીલ વિદ્વાનો છેતરે.

જો ગુરૂ સાથે અશુભ દૃષ્ટિ હોય તો વકીલ, કોઇ ગૃહસ્થથી; કે ધર્મગુરૂથી નુકશાન થાય; ધંધો પડી ભાગવાથી પણ નુકશાન થાય,

જો મંગળની અશુભ દૃષ્ટિ હોય તો આગથી નુકશાન થાય, ચોરી થાય; કોર્ટના કજીઆઓથી નુકશાન આવે.

જો શનિની ખરાબ દૃષ્ટિ હોય તો જુગારમાં હાર પામે. દોલત, ઘર સર્વે જાય; આવી અસર ૯૦°, ૧૮૦° કે યુતિમાં હોય છે તો જરૂર થાય છે, કે ચોરીઓ થાય છે.

## અધ્યાય ૩૫ મો.

## કુંડળી જોવાની રીત.

### Method of Judging a Nativity.

મનુષ્યના હેવાલ સંબંધી જાણવા માટે કુંડળી વિના કોઇ સાધન હોતું નથી, કોઇ અજાણ્યો મનુષ્ય, પોતાના સંબંધની કોઇ વાત જાણવા ઇચ્છે તો તેનો ચહેરો જોઇ તેના ગુણદોષ કહી શકાય, પરંતુ તે ગુણદોષ ઘણાને મળતા આવે, તેમ ઘણાને ન પણ આવે. લગભગ સરખા જેવા ઘણા મનુષ્યોના ચહેરા જોવામાં આવે છે, પરંતુ તેમના ગુણ નિરાળાજ જણાય છે. રમલશાસ્ત્ર, હસ્તરેખા શાસ્ત્ર, મુખદર્શન શાસ્ત્ર વગેરે ઘણી વિદ્યાઓ મનુષ્યના ગુણદોષ જાણવા માટે છે, પરંતુ જ્યોતિષશાસ્ત્ર (કુંડળી પદ્ધતિ) જેવું શાસ્ત્ર ઘણે અંશે સંપૂર્ણ હોય તેમ જણાય છે.. જો કે જ્યોતિષશાસ્ત્ર અને તેમાં પણ

અમારા સમજવા પ્રમાણે, તેમ ઘણા વિદ્વાનોના મત પ્રમાણે કુંડળી પદ્ધતિ શાસ્ત્ર ઉત્તમ છે. મનુષ્યના જન્મ સમયની કુંડળી મનુષ્યનું આખું શરીર અને તેને લગતા રોગો, તથા ભવિષ્યમાં થનારો નફો નુકશાન અને અમુક અમુક માણસો સાથે તેનો પોતાનો સારો યા ખરાબ સંબંધ—જેને લેણદેણ કહીએ છીએ તે બતાવે છે.

આપણે પાછળ વાંચી ગયા કે કુંડળીમાં બાર ઘર અથવા સ્થાન, કે ભુવન હોય છે, ને તે પ્રત્યેક ભુવન જુદી જુદી વસ્તુઓ જણાવે છે. પહેલું ઘર એટલે લગ્ન ભુવન, તે જેની કુંડળી હોય છે તેની તંદુરસ્તી અને શારીરિક બાંધો, સ્વરૂપ વગેરે બતાવે છે, બીજું ઘર-મુખ, વાણી, બોલી, અને ધન જણાવે છે: ત્રીજું ઘર જમણો કાન, ગળું, છાતી, અને હાથ અને ભાઇઓ બતાવે છે, ચોથું ઘર છાતી અને પેટસંબંધી, વાહન અને મૃત્યુ વખતની સ્થિતિ સૂચવે છે. આ ઘરને સુખભુવન પણ કહે છે, અને પિતા સંબંધી આ ઘર ખાસ છે. પાંચમું ઘર હ્રદય અને પીઠ, ફરજંદ, ૪૦ જણાવે છે. છઠ્ઠું ઘર રોગ, મોસાળ પક્ષ, વાગવું, અને ખાવાનો સવાદ જણાવે છે. આ સ્થાનને રોગ શત્રુનું ઘર કહે છે. એ આંતરડાં અને પેટ સંબંધી જણાવે છે. સાતમું ઘર સ્ત્રી ભુવન કહેવાય છે, એ કેડ અને તેની આસપાસનો ભાગ, મૂત્રપિંડ સંબંધી સૂચવે છે. આઠમું ઘર ઇન્દ્રિય અને મૃત્યુ સંબંધી જણાવે છે. નવમું ઘર ભાગ્ય અને ઝાંઘ અને કટિપ્રદેશ સંબંધી, દસમું ધંધો, માતા વિષે, ઢીચણ અને થાપો; અગિઆરમું પગ અને ધુંટણ અને ભાઇબંધ તેમ લાભ, અને બારમું ઘર તળીયાં અને અંગુઠા સંબંધી અને ખરચખુંટણ સંબંધી વર્ણન કરે છે.

વળી દરેક ઘરમાં રાશિઓ પણ હોય છે. પ્રત્યેક રાશિ, વળી જે જે ઘર ઉપર હોય તે ઘરના સ્થાન પ્રમાણે પોતાનો ગુણસ્વભાવ પણ ઉમેરે છે, એટલે લગ્ને જે રાશિ હોય છે, તે રાશિના સ્થાનમાં કુંડળીવાળાને દુઃખ યા દરદ થશે. રાશિ સંબંધી પણ આપણે પહેલા ભાગમાં વાંચી ગયા છીએ. સાથેના મનષ્ય ચિત્રમાં જાઓ.

શરીરના જે જે સ્થાન ઉપર તે સત્તા ચલાવે છે, તે તે ભાગ ઉપર રાશિઓનાં ચિહ્ન આપ્યાં છે.

વળી ભુવનોમાં જન્મ સમયે આપણા આકાશમાં ફરતા ગ્રહો જે રાશિમાં આકાશમાં હોય છે તે પ્રમાણે કુંડળીમાં મૂકેલા હોય છે, અને તેપણ રાશિની સાથે શરીરના ભાગોને ફાયદો યા દુઃખ કરતા હોય છે.

પાછળ ગ્રહો અને રાશિઓ માટે જે જે નિશાનીઓ આપેલી છે તેનું બરોબર સમજી અભ્યયન કરવું અને તે યાદ રાખવું, કેમકે તે નિશાનીઓ વિદેશી પદ્ધતિ પ્રમાણે કાઢેલી જન્મકુંડળીમાં વારંવાર આવે છે, એટલે નિશાનીઓ બરાબર ન સમજવાથી એક ગ્રહ કે રાશિને બદલે અન્ય ગ્રહ કે રાશિ સમજવાથી ઓડનું ચોડ વેતરાઇ જવાનો સંભવ રહે છે.

કુંડળી હાથમાં લેતાંજ હમેશાં લગ્નભુવન ઉપરજ પહેલી નજર જાય છે. લગ્નભુવન તે કુંડળીવાળાની શારીરિક સ્થિતિ અને જીંદગી સંબંધી હેવાલ બતાવે છે. જીંદગી માટે જોતાં ત્રણ સ્થાનો–પહેલું છઠ્ઠું અને આઠમું ઘર જોવામાં આવે છે. પહેલું ઘર તંદુરસ્તી, છઠ્ઠું ઘર રોગ અને આઠમુંઘર મોતનું છે. તેમાં રહેલા ગ્રહો અને રાશિઓ તથા તેઓની અરસપરસ થતી સારી યા ખરાબ દૃષ્ટિઓ પણ જોવી પડે છે. આ માણસના પિતા સંબંધી જોવું હોય તો ચોથુંઘર, માતા માટે દસમું, મિત્રો માટે અગિઆરમું અને દુશ્મનો માટે બારમું, સુખ અને ફરજંદ માટે પાંચમું, તેમ સ્ત્રી સુખ માટે સાતમું ઘર જોવું, અને તેના ખુલાસા તે ભુવનોમાં રહેલા ગ્રહો અને ગ્રહોની દૃષ્ટિઓ (શુભ અથવા અશુભ અને તે પ્રમાણે થતાં તેનાં ફળ) સ્થિતિ જોઇ કહેવું.

પહેલું, ચોથું, સાતમું અને દસમું એ ચાર ભુવનો કેન્દ્રસ્થાન (Angles) કહેવાય છે અને તે ઘણાં બળવાન સ્થાનો ગણાય છે.

તેમાં પહેલું અને દસમું તો ઘણું અગત્યનાં સ્થાનો ગણાય છે. એ સ્થાનોમાં જો શુભ ગ્રહો, જેવા કે ગુરૂ, શુક્ર, બુધ કે ચંદ્ર હોય તો ફળ સારૂં આપે છે અને અશુભ ગ્રહો હોય તો ખરાબ ફળ આપે છે. તેમાં શુક્ર અને ચંદ્ર ચોથા સ્થાને બળવાન મનાય છે.

છઠ્ઠું, આઠમું અને બારમું એ ત્રણ ખાડાનાં ઘર ગણાય છે, એ સ્થાનમાં આવેલા ગ્રહો કંઇ ફળ આપતા નથી.

સાતમું ઘર કેન્દ્રનું છે. તેમાં શનિ બળવાન ગણાય છે. અને દસમા ઘરમાં જો સૂર્ય કે મંગળ હોય તો તે બળવાન ગણાય છે. દસમું ઘર ખાસ જરૂરનું ગણાય છે. આ ઘરને મેરીડીયન એટલે મધ્ય આકાશ કહે છે. ગ્રહ દસમાના કસની જેમ નજીક તેમ તે ઘણો સારો ગણાય છે. પાપ ગ્રહ જો આ સ્થાનમાં હોય ને તે કસની નજીક હોય તો તે પણ થોડો સમય સારૂં ફળ આપે છે, પણ પાછળથી પડતી થાય છે.

રાશિનો માલિક જો કુંડળીમાં પોતાનીજ રાશિનો થઇને બેઠો હોય તો તે સંપૂર્ણ સુખ આપે, પણ જો કોઇ પાપગ્રહ સાથે હોય કે અશુભ દૃષ્ટિમાં હોય તો ફળ સારૂં યા નરસું, વધારે કે ઓછું આપે.

જે ગ્રહ પોતાની માલીકીની રાશિથી સાતમી રાશિએ એટલે ઓપોઝીશનમાં આવે તો તે શત્રુ રાશિનો ગણાઇ બળહીન થાય છે, અને કંઇજ ફળ આપતો નથી.

જે ગ્રહ પોતાના સ્વભાવવાળી અથવા મળતી અસરવાળી રાશિમાં આવેલો હોય તો તે ફાયદો કરતા ગણાય છે. જેમકે, શુક્ર કર્કમાં, મંગળ સિંહમાં અને ધન રાશિમાં, બુધ તુલા કે કુંભમાં, ગુરૂ કુંભમાં, શનિ કુંભમાં, હર્ષલ તુલામાં, સૂર્ય ધનમાં, ચંદ્ર મીનમાં હોય તો તે સારા ગણાય છે.

કેટલાક ગ્રહો વળી ખાસ ઉંચના હોય છે, અને તે અમુક ભુવનમાં આવવાથી તેમનું બળ વધે છે. ૧ લું અને ૧૦ મું ભુવન સૌથી બળવાન ગણાય છે, તેથી ઉતરતું ૭ મું, ૧૧ મું અને ૪ થું ઘર છે, અને ૬ ઠું ઘર ખાડાનું કે નીચ સ્થાન ગણાય છે. એ પ્રમાણે જો ગ્રહો આવે તો તે પોતાના અસલ સ્થાનથી વધુ બળવાન થાય છે. વળી કેટલાક ખાસ ગ્રહો ખાસ ભુવનમાંજ બળવાન થાય છે, જેમકે સૂર્ય ચંદ્ર, મંગળ અને ગુરૂ દસમા સ્થાનમાં શનિ અને બુધ પહેલા સ્થાનમાં, શુક્ર, સાતમા ભુવને, બુધ ત્રીજા ભુવને, અને હર્ષલ નવમા સ્થાનમાં સારા ગણાય છે.

---

## અધ્યાય ૩૬ મો.

### જન્મ પત્રિકા

### Nativity.

---

આપણા દેશમાં જન્મપત્રિકા ઘણી ભાષામાં બનાવેલી જોવામાં આવે છે. કોઇ સંસ્કૃતમાં હોય છે, તો કોઇ ગુજરાતીમાં; કોઇ મારવાડીમાં હોય તો કોઇ ફારસીમાં હોય છે, પરંતુ આ સર્વની રીત લગભગ સરખીજ હોય છે. અને દરેકમાં કુંડળી પદ્ધતિ જ હોય છે.

દરેક ભાષાની જન્મપત્રિકામાં પ્રથમજ એક ચક્ર ગોળ યાતો ચોરસ કાઢેલું હોય છે, જેને જન્મકુંડળી કહે છે. તે ચક્રમાં મથાળે પહેલું ભુવન અથવા લગ્ન ભુવન હોય છે. અંગ્રેજી પદ્ધતિમાં પણ જો ચોરસ કુંડળી હોય છે તો આ પ્રમાણે હોય છે, ને જો ગોળ કુંડળી હોય છે તો પહેલું ભુવન ડાબા હાથે મધ્યમાં હોય છે ને ત્યાં (East પૂર્વ) એમ નિશાન હોય છે. તેની નીચે બીજું, પછી ત્રીજું, પછી ચોથું હોય છે અને ત્યાં N ( North ઉત્તર ) એમ નિશાન હોય છે. પછી પાંચમું, છઠું, સાતમું હોય છે; અને ત્યાં W ( west પશ્ચિમ )

એવું નિશાન હોય છે, પછી આઠમું. નવમું અને દસમું સ્થાન આવે છે, ત્યાં S ( South દક્ષિણ ) નિશાન હોય છે. અગિઆર પછી બારમું સ્થાન હોય છે. ૧ લું ભુવન લગ્નભુવન ( Asc. ) ચોથું ભુવન Nadir, સાતમું (Desc), અને ૧૦ મુ ભુવન M C ( meridian) કહેવાય છે. જો ચોરસ કુંડળી હોય તો પણ ગોળ કુંડળીની માફકજ જોવું, કેમકે લગ્ન ભુવન Eથીજ શરૂ થાય છે. આપણી કુંડળીમાં પ્રથમ મથાળે લગ્ન ભુવન હોય છે, પછીથી બીજું, ત્રીજું, એમ ડાબા હાથ પરથી ઉતરતાં બારે ભુવનો જોવાય છે.

હવે પહેલું ભુવન મનુષ્યનો સ્વભાવ, ખાસીયત અને આકાર જણાવે છે. આ ભુવનમાં જે આંક હોય તે રાશિ ( રાશિનું નામ ન લખ્યું હોય તો ) સમજવી. જેમકે ૧ હોય તો મેષ, ૨ હોય તો વૃષભ, ૪ હોય તો કર્ક, ૯ હોય તો ધન, વગેરે. હવે જે આંક હોય તે રાશિ સમજી, તે રાશિના ગુણ, રૂપ અને રંગ જેવો જેની કુંડળી હોય તે મનુષ્ય હોવો જોઇએ. જો તે સ્થાનમાં કોઇ ગ્રહ હોય તો, તે રાશિ અને ગ્રહનો બંન્નેના ગુણ, રૂપ કે રંગનું મિશ્રણ હોય. જો ઘણા ગ્રહો હોય તો તેમાં જે બળવાન હોય તેનો ગુણ, રૂપ રંગ તે મનુષ્યમાં હોય. કદાચ તેમ પણ ન મળતું હોય તો લગ્ન રાશિનો માલિક જે સ્થાનમાં પડયો હોય તેના જેવો દેખાવ હોય.

જો ઉપર પ્રમાણે ન મળે તો જન્મપત્રિકામાં ભૂલ હોય અથવા જન્મ વખત ખોટો આપેલો હોય એમ માનવું.

ગુજરાતી પત્રિકા આપણને આપી હોય તો તેમાં પણ ખાસ લગ્ન સ્થાન જોવું. અને તેમાંનો આંકડો, રાશિ અને ગ્રહ જોઇ તે પ્રમાણે તે મનુષ્યનો ચહેરો, રૂપ રંગ કે ગુણ મળે છે કે કેમ તે જોવું, અને કદાચ ન મળે તો પહેલા ભુવવના રાશિ અંશમાં ૨૨°૩૫' ( લગભગ ૨૩° ) ઉમેરવા, અને જે રાશિ આવે તે ઉપરથી ચહેરો રૂપ રંગ માલમ પડશે અને અનુપાન કરી શકાશે કે આ પત્રિકા ખરી છે કે ખોટી. આવી વધારેલા અંશવાળી કુંડળી સાયન કુંડળી થશે.

દાખલો—એક પત્રિકા આપણને આપી. જન્મકુંડળીમાં લગ્ન ભુવને ૧૦ નો આંક છે. હવે ૧૦ એ મકર રાશિનો આંક છે, અને મકરના ૧૮ અંશ લખ્યા છે. હવે મકર રાશિનો રૂપ રંગ અને સ્વભાવ એ માણસને મળતો નથી. હવે લગ્ને શનિ અને ચંદ્ર છે. આ ગ્રહમાં શનિ સ્વગ્રહી છે. અને સાથે ચંદ્ર છે, તો તેના ગુણ સ્વભાવનું પણ મિશ્રણ હોવું જોઇએ. હવે તે પ્રમાણે પણ નથી મળતું, તો તેમાં ૨૩ અંશ ઉમેરતાં લગ્ન કુંભના ૧૪ અંશનું આવ્યું. કુંભરાશિ પ્રમાણે આ માણસનો લગભગ સ્વભાવ અને રૂપ ગુણ મળે છે તો લગ્ન કુંભના ૧૪ અંશનું ગણવું, અને તે પ્રમાણે તેનું ફળ કહેવું. આ પ્રમાણે બાકીના બીજા ભુવનોની રાશિમાં પણ ફેરફાર કરવોજ પડશે. કેમકે જો કોઇ જાતનો આવો ફેરફાર ન કરીએ તો એમને એમ કહેલું ફળ મળતું નથી અને કેટલીક વખતે જન્મ કુંડળીમાં સારા ગ્રહો હોવા છતાં અને નવમાંશની કુંડળીમાં પણ ઉચના હોવા છતાં ફળ મળતું નથી, તેથી આ વિદ્યા ખોટી છે અને ઠગવા માટેજ શોધી કાઢી એમ કહી હાંસી થાય છે.

કોઇ પણ દેશી કુંડળીમાં લગ્ન રાશિ પહેલા પાંચ અંશની અંદરની હોય કે છેલ્લા પાંચની ઉપર એટલે ૧°થી૫° અથવા ૨૫°થી૩૦° ની હોય તો ફળ કહેતાં ઘણો વિચાર કરવાની જરૂર છે. એકથી પાંચ અંશના જન્મમાં મુખ્ય ભાગે પાછલી રાશિના ગુણદોષ વધારે પ્રમાણમાં હોય છે અને ૨૫ થી ૩૦ અંશના જન્મમાં પછીની રાશિના ઘણા ગુણ દોષો જણાય છે.

# અધ્યાય ૩૭ મો.

## આયુષ્ય બાબત

## About Life.

---

જ્યોતિષ્ય માટે આ અઘરામાં અઘરો પ્રશ્ન ને ગૂઢ છે; એનો ઘણો આધાર માબાપની કુંડળી ઉપર અને જે પ્રમાણમાં એ બાળક જીવન શક્તિ મેળવે છે તે ઉપર છે. પ્રથમ માતા પિતાની કુંડળી જોવી. તેમાંના ગ્રહો તપાસવા. જો તે ઉપરથી બાળકોની હાનિ જણાતી હોય તો જન્મેલું બાળક ગુજરી જશે, પરંતુ તેમ ન હોય તો જાણવું કે બાળક જરૂર જીવશે. પણ જો બાપની કુંડળીમાં શંકા પડતું, અથવા કેટલાંક બચ્ચાંનો ( બધાંનો નહિ ) નાશ થાય એમ માલમ પડતું હોય તો આ બાળકનું લગ્ન ભુવન, ચંદ્ર, અને આઠમા સ્થાનનો માલિક જોવા. જો લગ્ન ભુવન પાસે પાપ ગ્રહ હોય અને આઠમા સ્થાનના માલિકની તેના ઉપર અશુભ દૃષ્ટિ થતી હોય અને તે સાથે વળી ચંદ્ર ઉપર સૂર્ય, શનિ કે મંગળની અશુભ દૃષ્ટિ હોય તો જાણવું કે બાળક તરત મરશે. જો લગ્નનો માલિક છઠ્ઠા સ્થાનમાં હોય અને પાપ દૃષ્ટિમાં હોય તો બાળક માંદલું રહે, અને જો આ પાપ દૃષ્ટિ આઠમા સ્થાનના માલિકની હોય તો આખરે તે બાળક મરી જાય. પણ જો તે વખતે કોઈ શુભ ગ્રહની શુભ દૃષ્ટિ હોય તો તે બાળક ઘણી મુશ્કેલાઇથી પણ ઉછરે છે. પ્રાચિન જ્યોતિષ્યવેત્તા પ્લુટોમિનો એવો મત છે કે—જો સૂર્ય કે ચંદ્ર કેન્દ્રસ્થાનમાં હોય અને તે બેમાંથી કોઇની ઉપર પાપગ્રહની અશુભ દૃષ્ટિ હોય, અથવા પાપ ગ્રહ તેઓની સમકોણ ત્રિકોણમાં હોય અને તે વખતે કોઇ પણ શુભ ગ્રહની દૃષ્ટિ ન પડતી હોય અને સૂર્ય કે ચંદ્ર અથવા જે સ્થાનમાં તે હોય તે સ્થાનની રાશિઓના માલિક અશુભ સ્થાને ( મુખ્યત્વે કરીને ૬ ઠ્ઠા કે ૮ મા સ્થાનમાં ) હોય તો બાળક કદી પણ ન ઉછરે. ઘણા

પ્રસંગોમાં આ દાખલો મળેલો છે. આવા યોગથી ત્રણ વર્ષની અંદરના ઘણાં બાળકો મૃત્યુ પામેલાં જણાયાં છે, અને પછીનાં બાળકો દષ્ટિથી ( Direclion ) મૃત્યુ પામ્યાં છે. કર્ક, મકર અને મીન રાશિનાં ઘણાં બાળકોને, બીજી રાશિમાં જન્મેલાં બાળકો કરતાં, નાનપણમાં જીવન શકિત કમી હોય છે, અને ગ્રહોના ખરાબ યોગો અથવા દષ્ટિઓ ( ગ્રહોના અંશોનો તફાવત ) જેને ડીરેકશન કહે છે તેથી મૃત્યુ થાય છે. જો વરખ રાશિ લગ્ને હોય તો દાંત આવતાં બાળકને હીસ્ટીરીયા-વાઇ આવે, અને કુંડળીમાં ગ્રહો ખરાબ હોય તો મૃત્યુ પણ થાય. સિંહ, તુલા અને ધન રાશિ મજબૂત બાંધો અને જીવન શકિત સારી આપે છે, અને મેષ, મિથુન, કન્યા, વૃશ્ચિક અને કુંભ સાધારણ સારી છે. મજબૂત રાશિના જન્મવાળાં બાળકો જીવે છે અને સુખી થાય છે. આ પ્રમાણે રાશિઓના સ્વભાવ અને ગુણ પ્રમાણે ફેર થાય છે. સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક અને ધન રાશિમાં ઘણા મનુષ્યો જન્મ પામેલા જણાય છે કેમકે આ રાશિઓ લગ્ન ભુવનમાં દિવસના ૨૪ કલાકમાં અઢાઢ કલાક સુધી રહે છે. આ મજબુત અને તંદુરસ્ત રાશિઓ હોવાથી વસ્તીમાં વધારો થાય છે.

બાળકની જીંદગી ( જે યુવાવસ્થા સુધી નહિ જીવે તેવાં ) માટે કાંઇ પણ મુકરર કરવું તે મુશ્કેલ છે. બાળક, ઘણું ખરૂં ચંદ્રની ખરાબ ગ્રહ ઉપરની દ્રષ્ટિ ( Transit aspect ) ખાસ કરીને ૪, ૬ અને ૮ મા ઘરમાં હોય છે ત્યારે મરે છે. આવાં કારણોમાં સ્ત્રી કે પુરૂષ બાળકો માટે હંમેશાં ચંદ્રજ જોવો, કેમકે બાળકમાં ચંદ્રજ મુખ્ય છે. પરંતુ બને તો માબાપની કુંડળી પણ સાથે સાથે તપાસવી.

બાળકનો જન્મ થયા પછી પ્રથમ કુંડળી કાઢવી, અને એ કુંડળી ખરી છે કે ખોટી તે બાબત નક્કી કર્યા પછી, જોવાની બે બાબતો મુખ્ય છે. (૧) આયુષ્ય. (૨) તંદુરસ્તી. આ બંને બાબતો માટે જન્મોત્રી બતાવનાર માબાપ અથવા ઘરનો બીજો વડીલ હોય તો તે પોતે પણ ઘણો ઇંતેજાર હોય છે.

કુંડળી જોવામાં આયુષ્ય માટે નિર્ણય કરવો એ ઘણો અઘરામાં અઘરો પ્રશ્ન છે. તંદુરસ્ત દેખાતું બાળક એકાએક મરે છે, તેમ માંદલું બાળક આયુષ્યવાળું હોય છે તો માંદુંમાદું પણ જીવે છે. આવા કારણોને લઈને દરેક જોતિષીએ બાળક જીવશે કે કેમ તેનું પ્રથમ નક્કી કરવું એ આવશ્યક છે. આયુષ્ય જોવા માટે બાળકની જન્મ કુંડળી કાઢી તેમાં પહેલું લગ્ન ભુવન, લગ્ન ભુવનની રાશિનો માલીક, ચંદ્ર. અને પહેલા તેમજ આઠમા ભુવનમાં આવેલા ગ્રહો અને તેમની દૃષ્ટિઓ ખાસ જોવી.

સૂર્ય અને ચંદ્ર એ બંન્ને ગ્રહો જીંદગી બક્ષનારા ગ્રહો છે. પુરૂષ માટે સૂર્ય અને સ્ત્રી માટે ચંદ્ર જોવો. જો સૂર્ય અથવા ચંદ્ર, ૧ લા, ૭ મા, ૯ મા, ૧૦મા કે ૧૧ મા ભુવને હોય ને બળવાન કે ઉંચના થઇ બેઠા હોય તો, અથવા આ સિવાયના બીજા કોઇપણ સ્થાનમાં બેસી ૧, ૭. ૯, ૧૦ અને ૧૧ મા ભુવન ઉપર શુભદૃષ્ટિ નાંખતા હોય તો જીંદગી લાંબી સમજવી. લગ્ન ભુવનનો સ્વામી ઉચનો કે બળવાન હોય ને તેની લગ્ન ભુવન ઉપર શુભદૃષ્ટિ હોય તોપણ જીંદગી લાંબી ધારવી.

જો લગ્ન ભુવને પાપગ્રહ હોય, તથા ચંદ્ર છઠ્ઠા, આઠમા કે બારમા ભુવને નીચનો કે નિર્બળ થઇ બેઠો હોય ને કોઇ પાપગ્રહની અશુભ દૃષ્ટિ હોય તો બાળક તરત મરી જાય.

જો આઠમા ભુવનનો માલિક નીચેનો હોય ને ૮ મા કે ૬ ઠા ઘરમાં હોય અને ગુરૂ કે ચંદ્રની બીજા અને આઠમા ભુવન ઉપર શુભદૃષ્ટિ ન હોય તો બાળક તરત મરી જાય.

કર્ક કે વૃશ્ચિક રાશિમાં જન્મ હોય અને ઓરીએન્ટલમાં (એટલે ચોથા ભુવનથી ઉદય થતો ગ્રહ દશમા ભુવન સુધીમાં) એટલે ૩, ૨, ૧, ૧૨, ૧૧ અને ૧૦ એ ભુવનમાં પાપગ્રહ હોય અને બાકીના ભુવને એટલે ૪, ૫, ૬, ૭, ૮, ૯ માં શુભ ગ્રહ હોય તો

બચ્ચું જન્મતાં મરે છે. તેમજ જો ૧૨, ૨, ૬ અને આઠમા ભુવનમાં પાપગ્રહ હોય તે તેની સાથે શુભગ્રહનું કંજકશન ન હોય તો બાળક મરી જાય.

લગ્નમાં ચંદ્ર હોય અને ૮, ૪, ૭ કે ૧૦ મા સ્થાને પાપગ્રહ હોય તોપણ બાળક મરી જાય છે. જો ચંદ્ર ૬ ઠ્ઠા કે આઠમા સ્થાનમાં કોઇ પાપગ્રહની અશુભ દૃષ્ટિમાં હોય, પણ તેના ઉપર કોઇ શુભગ્રહની દૃષ્ટિ ન હોય તો બાળક એક મહિનાની અંદર મરે; તેમજ ૬ કે ૮ મા સ્થાનમાં ચંદ્ર હોય ને કોઇપણ ગ્રહની સારી કે નરસી દૃષ્ટિમાં ન હોય તોપણ એક માસની અંદર મરે.

મંગળ લગ્ન ભુવનમાં હોય ને શનિ છઠ્ઠે ભુવને હોય કે આઠમા ભુવને હોય તો બાળક તરત મરે.

મંગળ રાશિ સાતમે હોય ને તેમના ઉપર કોઇ ગ્રહની શુભ દૃષ્ટિ ન હોય તો બાળકને તરત મરે.

પાપગ્રહો કેન્દ્ર (Angles) માં હોય અને લગ્નનો માલિક નિર્બળ હોય તો જીંદગી ટુંકી હોય છે.

જન્મ લગ્ને પાપગ્રહ હોય અને અશુભ દૃષ્ટિમાં હોય તથા ચંદ્રથી સૂર્ય અને મંગળ સાતમે સ્થાને હોય તો બાળક દશ દિવસની અંદર મરી જાય. તેમ જો ચંદ્ર ને સૂર્ય ત્રિજા સ્થાનમાં હોય અને ત્રીજાનો માલિક પાપગ્રહ હોય અને તેનીજ આ ગ્રહો ઉપર અશુભ દ્રષ્ટિ હોય તો બાળક ત્રીજે કે ચોથે વરસે મરે.

સાધારણ કુદરતી મરણ માટે તંદુરસ્તીનો માલિક જેને હાઇલેગ કહે છે તે અને આઠમા ભુવનનો માલિક અથવા આઠમા ભુવને બેઠેલો ગ્રહ ડીરેકશનથી એક બીજાની ઘણી પાપ દૃષ્ટિમાં આવે ત્યારે મોત થાય છે. પણ આ પાપ દૃષ્ટિ વખતે જો કોઇ શુભ ગ્રહની દૃષ્ટિ હોય તો બચી જાય છે.

રોગથી કે અકસ્માતથી મૃત્યુ માટે—જો રોગ હોય તો છઠ્ઠું ભુવન જોવું. શનિ જો છઠ્ઠા કે આઠમા ભુવને હોય તો લાંબી માંદગીથી મૃત્યુ

થાય; અને શનિ જે રાશિનો હોય તે રાશિવાળા શરીરના ભાગ ઉપર દરદ થાય છે. જો મંગળ તે પ્રમાણે છઠ્ઠા કે આઠમા ભુવને હોય તો ભારે તાવથી અથવા લોહીની ઉલટીથી કે ગરમી અને સોજાના દરદથી મૃત્યુ થાય, અને મંગળ જે રાશિનો હોય તે રાશિના શરીરના ભાગ ઉપર દરદ થાય. આઠમા ભુવને શુક્ર શાંતિ ભર્યું મૃત્યુ સૂચવે છે. સ્ત્રીની કુંડળીમાં સૂર્ય ઘણીજ સખ્ત માંદગી અને તાવથી મૃત્યુ સૂચવે છે, અથવા સ્ત્રીનું મૃત્યુ લાંબો વખત રહે તેવા અને ઘણા દરદવાળા દુઃખથી મૃત્યુ બતાવે છે. વળી કુંડળીમાં ચોથું ભુવન ખાસ જોવું જોઇએ; કેમકે ચોથું ઘર અંત સમયની સ્થિતિ બતાવે છે એટલે મરતી વખતે મરનારની સ્થિતિ કેવી હોવી જોઇએ તે જણાશે.

જો જન્મ લગ્ન બળવાન રાશિનું હોય અને તેનો માલિક કોઇ શુભ ભુવને પાપ દૃષ્ટિ વિનાનો હોય તો દરદનો અટકાવ થાય, તંદુરસ્તી સારી રહે, અને જો તંદુરસ્તીનો માલિક ( સૂર્ય કે ચંદ્ર ) પાપ ગ્રહોની દૃષ્ટિમાં ન હોય તો બાળક લાંબા આયુષ્યવાળો થાય. જ્યારે હાઇલેગ ( તંદુરસ્તીનો માલિક ) ઘણી પાપ દૃષ્ટિમાં આવે ત્યારેજ મૃત્યુ થાય.

પહેલા ભુવનમાં પાપગ્રહ ઉદય પામતો હોય અને આઠમા સ્થાનના માલિક સાથે અશુભ દૃષ્ટિમાં આવતો હોય તો બાળક મરે.

જન્મ લગ્નનો માલિક છઠ્ઠા ભુવને હોઇ આઠમા ભુવનના માલિક જોડે પાપ દૃષ્ટિમાં હોય ને તેના ઉપર કોઇ શુભ ગ્રહની સારી દ્રષ્ટિ ન હોય તો તે બાળકનું આયુષ્ય ટુંકું સમજવું

સૂર્ય કે ચંદ્ર કેન્દ્રસ્થાનમાં હોય ને પાપગ્રહ સાથે કંજકશનમાં કે પાપ ગ્રહની દૃષ્ટિમાં હોય ને કોઇ શુભ ગ્રહોની દૃષ્ટિ ન હોય તો આયુષ્ય ટુંકું જાણવું. અને પાપગ્રહ સૂર્ય અને ચંદ્ર એ બંનેને પાપ દૃષ્ટિ કરતો હોય આયુષ્ય ટુંકું જાણવું.

પાપ ગ્રહો કેન્દ્રમાં હોય, અને લગ્ન, સૂર્ય અને ચંદ્ર અશુભ દૃષ્ટિમાં હોય તો અને હાઇલેગને શુક્ર કે ગુરૂની શુભ દૃષ્ટિ ન હોય તો બચપણમાંજ મરણુ થાય છે.

જો બે પાપગ્રહો એક બીજાની બરોબર સામસામે ( ૧૮૦ અંશે ) હોય, અને સૂર્ય ચંદ્રને ૯૦ અંશની પાપદૃષ્ટિ કરે તો અને પાપ ગ્રહોને પણ બીજી અશુભ દૃષ્ટિ હોય તો આયુષ્ય ટુંકું સમજવું.

લગ્ન ભુવનમાં હાઇલેગ પાપગ્રહ સાથે કંજકશનમાં હોય અથવા આવો યોગ, ૬, ૮ કે ૧૨ મા ભુવને હોય અને શુભ ગ્રહોની શુભ દૃષ્ટિ ન હોય તો આયુષ્ય ટુંકું સમજવું. પરંતુ જો શુક્ર કે ગુરૂ લગ્ને હોય ને બળવાન હોય અને કોઇ ગ્રહની અશુભ દૃષ્ટિમાં ન હોય કે હાઇલેગ સાથે શુભ દૃષ્ટિમાં હોય અથવા તો લગ્નનો માલિક બળવાન હોય, શુભ સ્થાને બેઠો હોય અને તેના ઉપર કોઇ પાપ ગ્રહની દૃષ્ટિ ન હોય તો ટુંકા આયુષ્યના યોગને તોડે છે અને આયુષ્ય લાંબું થાય છે.

જો ૭, ૫ અને ૯ મી રાશિ લગ્ન ભુવને હોય તો જીવન શક્તિ ઘણી હોય છે. ૩, ૬, ૭, ૮, અને ૧૧ રાશિમાં સાધારણ તંદુરસ્તી હોય છે. આ રાશિવાળા મનુષ્યો માંદગીમાંથી જલ્દી સાજા થાય છે.

બાળકનું આયુષ્ય જોવા માટે ઉપર સમજાવવા પ્રયત્ન કર્યો છે, છતાં એક બે દાખલા આપી તે સમજાવવામાં આવ્યું છે, વાંચકો આવાં મરણો મેળવી જોશે તો, તેમની ખાત્રી થશે કે ઉપર આપેલી બાબતો ઘણે અંશે ખરી છે. આ પુસ્તકનું કદ વધી જવાના ભયથી જન્મ કુંડળીઓ આખી આપી નથી; પરંતુ લગ્ન ભુવન અને ગ્રહો જે ભાવમાં આવેલા છે તે ટાંકયાં છે. તેથી કુંડળી કાઢવામાં અડચણ નહિ પડે.

**દાખલો ૧ લો.** એક બાળકી સને ૧૮૭૭ ના નવેંબરની ૨૦ મી તારીખે સાંજના ૩ કલાક અને ૪૦ મિનિટે એક હોસ્પિટલમાં જન્મી છે, માતાની ઉમર ૧૯ વર્ષની છે. માતાને પ્રાસૂતિક આંચકી આવતી હતી. જન્મેલું બાળક ઘણુંજ દુબળુ અને કમજોર

હતું. શ્વાસોશ્વાસ પણ લઇ શકતું ન હતું; તેથી કૃત્રિમ શ્વાસોશ્વાસ પાંચ કલાક સુધી આપવામાં આવ્યું હતું. બાળક ફક્ત ૨૦ કલાક જીવ્યું અને પછી મરી ગયું. તેની કુંડળી કાઢતાં નીચે પ્રમાણેના ગ્રહો જન્મ વખતે જણાયા.

તા. ૨૦–૧૧–૭૦ નો સાઇડીરીયલ ટાઇમ ક. ૧૫ મિ. ૫૮ સે. ૩૦ હતો. બપોર પછીનો જન્મનો વધારો ક. ૩ મિ. ૪૦ સે. ૩૬ મળી ક. ૧૯–૩૯–૦૬ થયો. જન્મ લગ્ન–વૃષભ. ૨૪°–૧૪; ચંદ્ર વૃષભ. ૨૫°–૧૮; સૂર્ય વૃશ્ચિક ૨૮°–૧૯. શુક્ર મકર ૧૪°; ગુરૂ મકર ૫°. હર્ષલ સિંહ ૨૯° ૨૩' શનિ મીન ૧૩° વક્રી. બુધ ધન ૯°.

આ કુંડળીમાં સૂર્ય અને ચંદ્ર કેન્દ્ર સ્થાનમાં છે, પાપ ગ્રહ હર્ષલ સિંહ રાશિમાં ચંદ્ર અને સૂર્યની વચમાં છે અને ૯૦° અંશની દૃષ્ટિ બંને ગ્રહો ઉપર કરે છે. સૂર્યને કોઇ શુભ ગ્રહ (શુક્ર કે ગુરૂ) ની દૃષ્ટિ કે મદદ નથી. સૂર્ય ગ્રહ કેન્દ્રમાં છે, અને હાઇલેગ છે. બાળક મરી ગયું. માતા ગુરૂ અને ચંદ્ર પેરેલલ હોવાથી બચી ગઇ.

**દાખલો ૨ જો.**

એક બાળક સને ૧૮૭૪ના ઑકટોબરની ૨૬ મીએ સવારના ક, ૬–૨૫ મિનિટે જન્મ્યું. જન્મ સ્થળની લેટીટયુડ ૫૪° ૫૪' N; લોન્જીટયુડ ૧°૨૫' W છે. જન્મ સમયનો સાઇડીરીયલ ટાઇમ ક. ૮ મિ. ૪૨ સે. ૫૨ છે.

લગ્ન ભુવન ૭–૨૭. સૂર્ય ૮–૨°–૪૧' છે. ને લગ્ન ભુવનમાં છે. શની ૧૧–૭°–૪૯'; ચંદ્ર ૨–૧૬°–૨૪' હર્ષલ ૫–૧૫°–૦' છે.

આ દાખલામાં શ્વાસોશ્વાસ કૃત્રિમ રીતે ૨૦ મિનિટ રાખવામાં આવ્યો હતો. બાળક તંદુરસ્ત દેખાતું હતું; પણ ફક્ત દોઢ દિવસ જીવ્યું. માતા પણ બે દિવસ પછી ત્રિદોષથી મરી ગઇ.

આ કુંડળીમાં સૂર્ય શનિ ૯૦ અંશે છે, તેમજ હર્ષલ પણ ૯૦° છે. બંને પાપગ્રહો કેન્દ્રસ્થાનોમાં છે. ચંદ્રથી પણ ૯૦° પ્રત્યેક

પાપગ્રહ દૂર છે. ચંદ્ર અને સૂર્યને કોઇ પણ શુભ ગ્રહોની મદદ નથી.

**દાખલો ૩ જો.**

એક બાળકી તા, ૧ લી ફેબ્રુઆરી સને ૧૮૭૪ ના દિવસે બપોર પછી કે. ૩–૨૦ મિનિટે ઉપરનાજ સ્થળે જન્મી હતી.

લગ્ન ભુવન ૪–૨૯° છે. લગ્ન સ્થાનમાં ચંદ્ર સિંહના ૧૪° ૧૨' નો પાપગ્રહ યુરેનસની સાથે છે યુરેનસ સિંહ રાશિના ૮°–૨૪' વક્રી છે, અને સૂર્ય કુંભના ૧૨°–૪૦' નો છે, બુધ કુંભના ૧૧°–૧૫' છે. શુક્ર કુંભના ૭°–૨૧' નો છે અને શનિ પણ કુંભના ૫°–૫૯' નો છે. આ બાળક ૧૯–૨–૧૮૭૪ના દિવસે ગુજરી ગયું.

આ દાખલામાં હાઇલેગ સૂર્ય છે. શુક્ર સાથે સૂર્યની યુતિ છે, પરંતુ શુક્રની શુભ અસર શનિ સાથેની યુતિથી નષ્ટ થઇ ગઇ છે, અને યુરેનસની સામી દૃષ્ટિથી શુક્ર બગડેલો છે. આ દાખલામાં સૂર્ય ચંદ્ર બંને ગ્રહો પાપ ગ્રહોની યુતિમાં હતા.

**દાખલો ૪ થો.**

એક બાળક અને ૧૭૪૯ના ઑગસ્ટની ૨૮ મીએ બરોબર બાર વાગતાં જન્મ્યો હતો.

ગ્રહો શુભ દૃષ્ટિમાં હતા, બુધ પણ શુભ હતો; શનિ અને મંગળની વક્ર દૃષ્ટિ હતી, સૂર્ય શુક્રની યુતિ હતી; ચંદ્ર ગુરૂની યુતિ હતી.

આ બાળક પણ જન્મ વખતે શ્વાસ લઇ શકતો નહતો. શનિ જન્મ સમયના એક કલાક પહેલાં જન્મ લગ્નમાં હતો, અને તેથી માતાને ઘણું દુ:ખ થયું. પણ બાળક કેટલાક કલાક પછી જીવ્યો.

અધુરા દિવસે જન્મેલાં બાળકો નિર્બળ અને દુર્બળ હોય છે, અને તેમનામાં જીવન શક્તિ કમી જણાય છે.

મંગળ, શનિ અને યુરેનસ એ ત્રણ ખરાબ અસર કરનારા ગ્રહો છે. શુક્ર અને ગુરૂ સારી અસર કરનારા છે, બુધ અને ચંદ્ર એ બે બદલાઇ જાય તેવા ગ્રહ છે. એટલે સારા ગ્રહની સોબતમાં

હોય તો તે સારી અસર કરે છે, અને ખરાબ ગ્રહની સાથે હોય તો ખરાબ અસર કરે છે. સૂર્ય સારી અસર કરનારો ગ્રહ છે, પરંતુ જ્યારે ખરાબ ગ્રહ તેની ઉપર દૃષ્ટિ કરે છે ત્યારે તેની શુભ અસર ઉતરી જાય છે. જન્મ પામેલાં બાળકો પૈકીનો મોટો ભાગ દશ વર્ષની અંદર ગુજરી જાય છે. એ સૂર્યની સારી અસરને તોડી પાડનાર ખરાબ ગ્રહોની અસરનું પ્રાધાન્યપણું જણાવે છે. શનિની ખરાબ દૃષ્ટિ બાળકોના જીવન માટે ખાસ સારી નથી. તે ભયંકર જાતના રોગો અથવા અકસ્માતો, વગેરે ઉપજાવી બાળકોની જીંદગીને જોખમમાં નાંખે છે.

લગ્ન ભુવનના પાંચ અંશ પહેલાંથી અને ૨૫ અંશ સુધીની રાશિ, અગિઆરમું, દસમું અને નવમું ઘર અને છેવટે સાતમું ઘર હાઇલેગ ( જીવન રક્ષક ) ગણાય છે, આ સ્થાનમાં જો સૂર્ય આવેલો હોય તો તે હાઇલેગ ગણાય છે. જો સૂર્ય ન હોય અને તે તે સ્થળોમાં ચંદ્ર હોય તો ચંદ્ર હાઇલેગ ગણાય છે. જો સૂર્ય કે ચંદ્ર એ બે પૈકી કોઇ પણ ગ્રહ આ સ્થળો એ ન હોય તો જન્મલગ્ન હાઇલેગ ગણાય છે. ચંદ્ર હમેશાં શરીર ઉપર અસર કરે છે.

રોગ કે અકસ્માત માટે, ઉદય પામતા કે અસ્ત પામતા ગ્રહો અને હાઇલેગ સાથેની અન્યોન્ય સંબંધ દર્શક સ્થિતિનો વિચાર કરવાનો હોય છે. જો હાઇલેગ ખરાબ દૃષ્ટિથી નિરાળો હોય અને શુભ દૃષ્ટિવાળા ગ્રહોની મદદ હોય અને કોઇ ખરાબ ગ્રહ ઉદય પામતો કે અસ્ત પામતો ન હોય તો બાળક મજબુત, તંદુરસ્ત અને નીરોગી થશે. પણ જો હાઇલેગ અશુભ દૃષ્ટિમાં હોય, કોઇ શુભ ગ્રહની મદદ ન હોય તો મરણ થવાનો ઘણો સંભવ છે. જ્યારે સૂર્ય ચંદ્ર અને લગ્ન ભુવન, એક અથવા વધારે પાપ ગ્રહોથી ખરાબ થતા હોય તો અકસ્માત અને એકાએક મૃત્યુ થવાનો સંભવ છે, કુંડળીના જે ભાગમાં અશુભ દૃષ્ટિ થતી હોય છે તે શારીરીક ભાગ ઉપર અકસ્માત થાય; પછી કાંતો ઘા થાય કે રોગ થાય અથવા

તો બંને થાય, અને અશુભ દૃષ્ટિ કરનાર ગ્રહ, તેની જાતનો રોગ ઉત્પન્ન કરે. નીચે જણાવેલા ગ્રહો સાથે જણાવેલા શરીરના ભાગો ઉપર અસર કરે છે. **શનિ** જમણો કાન, બરોળ, મૂત્રાશય, હાડકાં અને કફ ઉપર; ગુરૂ-હાથ, ફેફસાં, અને ધોરી નસો ઉપર. **મંગળ** ડાબો કાન, મુત્રપિંડ, ગુદા, જ્ઞાનતંતુ અને જનનેંદ્રિય ઉપર. **સૂર્ય**-આંખો, મગજ, હૃદય, નસો અને જમણી બાજુ ઉપર. શુક્ર-યકૃત, માંસ અને નસકોરાં ઉપર. બુધ વાચા, સમજશક્તિ, પિત્ત અને જીભ ઉપર; ચંદ્ર-તાળવું ગળું, હોજરી અને ઉદર, ગર્ભાશય અને ડાબી બાજુ ઉપર આધિપત્ય ભોગવે છે. આ બાબતની વધુ વિગત રોગ વિષેના પ્રકરણમાં આપવામાં આવશે.

---

## રાહુ.

રાહુ એ સ્વભાવે ગુરૂ ને શુક્રના જેવો છે, પણ રંગે કાળો છે. તેનું ફળ અશુભ ગણાય છે. એ ૧૮ વર્ષે બારે રાશિ ફરી વળે છે. એને રાહુ, સર્પ, અસુર, પૃથ્વી છાયા, મુન્સનોડ, ૪થી. ઓળખાય છે.

---

## કેતુ.

એ ગ્રહ શનિ જેવો, પણ રંગે ધુમાડા જેવો છે. એનું ફળ અશુભ છે, અને તે રાહુ પ્રમાણે ૧૮ વર્ષે બારે રાશિ ફરી વળે છે. એને કેતુ, ધ્વજ, શિખિ, મુન્સ સાઉથ નોડ, ૪૦ નામે ઓળખે છે.

## શુભ અશુભ ગ્રહો.

**શુભ ગ્રહો**—રવિ, ચંદ્ર, ગુરૂ, શુક્ર.
**પાપ ગ્રહો**—મંગળ, શનિ, રાહુ, કેતુ, હર્ષલ.
**મિશ્ર ગ્રહો.**—બુધ, નેપચ્યુન.
**પુરૂષ ગ્રહો.**—રવિ, મંગળ, ગુરૂ, શનિ, હર્ષલ.
**સ્ત્રી ગ્રહો.**—ચંદ્ર, શુક્ર અને નેપચ્યુન.

## ગ્રહોના ઉંચનીચનો કોઠો.

| રાશિ | માલિક | ઉંચ્ય ગ્રહ | ત્રિગુણ દી. શ | ચોક્કસ અંશે અમુક રાશિ હોય ત્યારે અમલ કરતા ગ્રહો (ટર્મ્સ) | | | | | અમુક રાશિનો અમુક અંશે જણાતો દેખાવ. | | | અસ્ત ગ્રહ | નીચ ગ્રહ | રંગ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | મંગળ | સૂ. ૧૯ | સૂ–ગુ | ગુ ૬ | શુ ૧૪ | બુ ૨૧ | મં ૨૬ | શ ૩૦ | મં ૧૦ | સૂ ૨૦ | શુ ૩૦ | શુ | શ ૧૫ | ધોળો |
| વરખ | શુક્ર | ચં. ૩° | શુ–ચં | શુ ૮ | બુ ૧૫ | ગુ ૨૨ | શ ૨૬ | મં ૩૦ | બુ ૧૦ | ચં ૨૦ | શ ૩૦ | મં | હ.કે ૩ | ધોળો પીળો |
| મીથુન | બુધ | — | શ–બુ | બુ ૭ | ગુ ૧૪ | શુ ૨૧ | શ ૨૫ | મં ૩૦ | ગુ ૧૦ | મં ૨૦ | સૂ ૩૦ | ગુ | — | લાલ |
| કર્ક | ચંદ્ર | ગુ. ૧૫ | મં–મં | મં ૬ | ગુ ૧૩ | બુ ૨૦ | શુ ૨૭ | શ ૩૦ | શુ ૧૦ | બુ ૨૦ | ચં ૩૦ | શ | મં ૧૭ | લીલો ભુરો |
| સિંહ | રવિ | — | ૨–ગુ | શ ૬ | બુ ૧૩ | શુ ૧૯ | ગુ ૨૫ | મં ૩૦ | શ ૧૦ | ગુ ૨૦ | મં ૩૦ | શ | — | લાલ લીલો |
| કન્યા | બુધ | બુ. ૧૫ | શુ–ચં | બુ ૭ | શુ ૧૩ | ગુ ૧૮ | શ ૨૪ | મં ૩૦ | સૂ ૧૦ | શુ ૨૦ | બુ ૩૦ | ગુ | શુ ૯ | કાળો વાદળી |
| તુલા | શુક્ર | શ. ૨૧ | શ–બુ | શ ૬ | શુ ૧૧ | ગુ ૧૯ | બુ ૨૪ | મં ૩૦ | ચં ૧૦ | શ ૨૦ | ગુ ૩૦ | મંગળ | સૂર્ય ૧૯ | લાલ કીરમ |
| વૃશ્ચિક | મંગળ | હર્ષલ | મં–મં | મં. ૬ | ગુ ૧૪ | શુ ૨૧ | બુ ૨૭ | શ ૩૦ | મં ૧૦ | સૂ ૨૦ | શુ ૩૦ | શુક્ર | ચંદ્ર ૩ | ભુરો |
| ધન | ગુરૂ | કે. ૩ | સૂ–ગુ | ગુ ૮ | શુ ૧૪ | બુ ૧૯ | શ ૨૫ | મં ૩૦ | બુ ૧૦ | ચં ૨૦ | શ ૩૦ | બુધ | રા ૩ | પીળો લાલ |
| મકર | શનિ | મં ૨૮ | શુ–ચં | શુ ૬ | બુ ૧૨ | ગુ ૧૯ | મં ૨૫ | શ ૩૦ | ગુ ૧૦ | મં ૨૦ | સૂ ૩૦ | ચંદ્ર | ગુરૂ ૧૫ | કાળો બદામી |
| કુંભ | શનિ | — | શ–બુ | શ ૬ | બુ ૧૨ | શુ ૨૦ | ગુ ૨૫ | મં ૩૦ | શુ ૧૦ | બુ ૨૦ | ચં ૩૦ | સૂર્ય | — | વાદળી |
| મીન | ગુરૂ | — | મં–મં | શુ ૮ | ગુ ૧૪ | બુ ૨૦ | મં ૨૬ | શ ૩૦ | શ ૧૦ | ગુ ૨૦ | મં ૩૦ | બુધ | બુ ૧૫ | ધોળો |

# અનુક્રમણિકા.





# જ્યોતિષ ન માનનારા માટેજ

AHMEDABAD,
23rd July 1929.

I have great pleasure in testifying to the very sound and deep knowledge in Astrology, according to both the Sayan and Nirayan systems, of my esteemed and unassuming friend Mr. Lallubhai G. Patel. Considering the fact that he is only an amatuer and the vast knowledge he possesses, one cannot but admire his industry and ability.

**B. A. Phanse.**
*Suprientendent,*
*District Courts, Ahmedabad.*

ભાઇ લલ્લુભાઇ ગોકળદાસ પટેલના જ્યોતિષના જ્ઞાન વિષે હું એટલુંજ કહીશકે એ સંબંધમાં એમના સંસર્ગથી હું જ્યોતિષમાં માનતો થયો છું. અને જ્યોતિષમાં ન માનનારાઓને હું એટલીજ ભલામણ કરી શકે એક વખત એમની સાથે પ્રસંગ પાડી જુએ.

**કૃષ્ણલાલ નરસીલાલ દેસાઇ.**
( ઉર્ફે બચુભાઇ )
એમ. એ. એલ. એલ. બી.

**અમદાવાદ.**
તા. ૨-૭-૧૯૨૯

# સૂર્યોદય અને સૂર્યાસ્ત.

( સ્ટાન્ડર્ડ ટાઇમ )

| તારીખ. | જાન્યુઆરી. | | ફેબ્રુઆરી. | | માર્ચ. | | એપ્રીલ. | |
|---|---|---|---|---|---|---|---|---|
| | Rise ઉદય | Set અસ્ત. | Rise ઉદય | Set અસ્ત. | Rise ઉદય | Set અસ્ત | Rise ઉદય | Set અસ્ત |
| ૧ | ૭-૧૨ | ૬-૧૨ | ૭-૧૩ | ૬-૩૧ | ૬-૫૯ | ૬-૪૪ | ૬-૩૩ | ૬-૫૩ |
| ૨ | ૭-૧૨ | ૬-૧૩ | ૭-૧૩ | ૬-૩૨ | ૬-૫૮ | ૬-૪૫ | ૬-૩૩ | ૬-૫૩ |
| ૩ | ૭-૧૩ | ૬-૧૩ | ૭-૧૩ | ૬-૩૨ | ૬-૫૭ | ૬-૪૫ | ૬-૩૨ | ૬-૫૩ |
| ૪ | ૭-૧૩ | ૬-૧૪ | ૭-૧૨ | ૬-૩૩ | ૬-૫૬ | ૬-૪૫ | ૬-૩૧ | ૬-૫૩ |
| ૫ | ૭-૧૩ | ૬-૧૫ | ૭-૧૨ | ૬-૩૪ | ૬-૫૬ | ૬-૪૬ | ૬-૩૦ | ૬-૫૪ |
| ૬ | ૭-૧૩ | ૬-૧૫ | ૭-૧૨ | ૬-૩૪ | ૬-૫૫ | ૬-૪૬ | ૬-૨૯ | ૬-૫૪ |
| ૭ | ૭-૧૪ | ૬-૧૬ | ૭-૧૧ | ૬-૩૫ | ૬-૫૪ | ૬-૪૭ | ૬-૨૮ | ૬-૫૪ |
| ૮ | ૭-૧૪ | ૬-૧૭ | ૭-૧૧ | ૬-૩૫ | ૬-૫૩ | ૬-૪૭ | ૬-૨૮ | ૬-૫૪ |
| ૯ | ૭-૧૪ | ૬-૧૭ | ૭-૧૦ | ૬-૩૬ | ૬-૫૩ | ૬-૪૭ | ૬-૨૭ | ૬-૫૪ |
| ૧૦ | ૭-૧૪ | ૬-૧૮ | ૭-૧૦ | ૬-૩૬ | ૬-૫૨ | ૬-૪૮ | ૬-૨૬ | ૬-૫૫ |
| ૧૧ | ૭-૧૪ | ૬-૧૮ | ૭-૧૦ | ૬-૩૭ | ૬-૫૧ | ૬-૪૮ | ૬-૨૫ | ૬-૫૫ |
| ૧૨ | ૭-૧૫ | ૬-૧૯ | ૭- ૯ | ૬-૩૭ | ૬-૫૦ | ૬-૪૮ | ૬-૨૪ | ૬-૫૫ |
| ૧૩ | ૭-૧૫ | ૬-૨૦ | ૭- ૯ | ૬-૩૮ | ૬-૪૯ | ૬-૪૮ | ૬-૨૪ | ૬-૫૬ |
| ૧૪ | ૭-૧૫ | ૬-૨૧ | ૭- ૮ | ૬-૩૮ | ૬-૪૯ | ૬-૪૯ | ૬-૨૩ | ૬-૫૬ |
| ૧૫ | ૭-૧૫ | ૬-૨૨ | ૭- ૭ | ૬-૩૯ | ૬-૪૮ | ૬-૪૯ | ૬-૨૨ | ૬-૫૬ |
| ૧૬ | ૭-૧૫ | ૬-૨૨ | ૭- ૭ | ૬-૩૯ | ૬-૪૭ | ૬-૪૯ | ૬-૨૧ | ૬-૫૬ |
| ૧૭ | ૭-૧૫ | ૬-૨૩ | ૭- ૬ | ૬-૪૦ | ૬-૪૬ | ૬-૪૯ | ૬-૨૧ | ૬-૫૭ |
| ૧૮ | ૭-૧૫ | ૬-૨૪ | ૭- ૫ | ૬-૪૦ | ૬-૪૫ | ૬-૪૯ | ૬-૨૦ | ૬-૫૭ |
| ૧૯ | ૭-૧૫ | ૬-૨૫ | ૭- ૫ | ૬-૪૦ | ૬-૪૪ | ૬-૫૦ | ૬-૧૯ | ૬-૫૭ |
| ૨૦ | ૭-૧૫ | ૬-૨૫ | ૭- ૪ | ૬-૪૧ | ૬-૪૩ | ૬-૫૦ | ૬-૧૯ | ૬-૫૭ |
| ૨૧ | ૭-૧૫ | ૬-૨૬ | ૭- ૪ | ૬-૪૧ | ૬-૪૨ | ૬-૫૦ | ૬-૧૮ | ૬-૫૭ |
| ૨૨ | ૭-૧૫ | ૬-૨૭ | ૭- ૩ | ૬-૪૧ | ૬-૪૧ | ૬-૫૦ | ૬-૧૭ | ૬-૫૮ |
| ૨૩ | ૭-૧૫ | ૬-૨૭ | ૭- ૨ | ૬-૪૨ | ૬-૪૦ | ૬-૫૧ | ૬-૧૬ | ૬-૫૮ |
| ૨૪ | ૭-૧૫ | ૬-૨૮ | ૭- ૨ | ૬-૪૨ | ૬-૩૯ | ૬-૫૧ | ૬-૧૫ | ૬-૫૮ |
| ૨૫ | ૭-૧૫ | ૬-૨૯ | ૭- ૧ | ૬-૪૨ | ૬-૩૯ | ૬-૫૧ | ૬-૧૪ | ૬-૫૯ |
| ૨૬ | ૭-૧૫ | ૬-૨૯ | ૭- ૧ | ૬-૪૩ | ૬-૩૯ | ૬-૫૧ | ૬-૧૪ | ૬-૫૯ |
| ૨૭ | ૭-૧૪ | ૬-૨૯ | ૭- ૦ | ૬-૪૩ | ૬-૩૮ | ૬-૫૧ | ૬-૧૩ | ૬-૫૯ |
| ૨૮ | ૭-૧૪ | ૬-૩૦ | ૭- ૦ | ૬-૪૩ | ૬-૩૭ | ૬-૫૨ | ૬-૧૩ | ૭- ૦ |
| ૨૯ | ૭-૧૪ | ૬-૩૦ | ૭- ૦ | ૬-૪૩ | ૬-૩૬ | ૬-૫૨ | ૬-૧૩ | ૭- ૦ |
| ૩૦ | ૭-૧૪ | ૬-૩૧ | | | ૬-૩૫ | ૬-૫૨ | ૬-૧૨ | ૭- ૦ |
| ૩૧ | ૭-૧૪ | ૬-૩૧ | | | ૬-૩૪ | ૬-૫૨ | | |

# સૂર્યોદય અને સૂર્યાસ્ત.

( સ્ટાન્ડર્ડ ટાઇમ )

| તારીખ | મે | | જુન | | જુલાઈ | | ઑગષ્ટ | |
|---|---|---|---|---|---|---|---|---|
| | Rise ઉદય | Set અસ્ત | Rise ઉદય | Set અસ્ત | Rise ઉદય | Set અસ્ત | Rise ઉદય | Set અસ્ત |
| ૧ | ૬-૧૧ | ૭- ૧ | ૬- ૧ | ૭-૧૨ | ૬-૫ | ૭-૨૦ | ૬-૧૫ | ૭-૧૫ |
| ૨ | ૬-૧૧ | ૭- ૧ | ૬- ૧ | ૭-૧૨ | ૬-૫ | ૭-૨૦ | ૬-૧૫ | ૭-૧૪ |
| ૩ | ૬-૧૦ | ૭- ૧ | ૬- ૧ | ૭-૧૩ | ૬-૬ | ૭-૨૦ | ૬-૧૬ | ૭-૧૪ |
| ૪ | ૬-૧૦ | ૭- ૨ | ૬- ૧ | ૭-૧૩ | ૬-૬ | ૭-૨૦ | ૬-૧૬ | ૭-૧૩ |
| ૫ | ૬- ૯ | ૭- ૨ | ૬- ૧ | ૭-૧૪ | ૬-૬ | ૭-૨૦ | ૬-૧૬ | ૭-૧૩ |
| ૬ | ૬- ૯ | ૭- ૨ | ૬- ૧ | ૭-૧૪ | ૬-૭ | ૭-૨૦ | ૬-૧૭ | ૭-૧૨ |
| ૭ | ૬- ૮ | ૭- ૩ | ૬- ૧ | ૭-૧૪ | ૩-૭ | ૭-૨૦ | ૬-૧૭ | ૭-૧૨ |
| ૮ | ૬- ૮ | ૭- ૩ | ૬- ૧ | ૭-૧૫ | ૬-૭ | ૭-૨૦ | ૬-૧૭ | ૭-૧૧ |
| ૯ | ૬- ૭ | ૭- ૩ | ૬- ૧ | ૭-૧૫ | ૬-૮ | ૭-૨૦ | ૬-૧૮ | ૭-૧૧ |
| ૧૦ | ૬- ૭ | ૭- ૪ | ૬- ૧ | ૭-૧૫ | ૬-૮ | ૭-૨૦ | ૬-૧૮ | ૭-૧૦ |
| ૧૧ | ૬- ૬ | ૭- ૪ | ૬- ૧ | ૭-૧૬ | ૬-૮ | ૭-૨૦ | ૬-૧૮ | ૭- ૯ |
| ૧૨ | ૬- ૬ | ૭- ૪ | ૬- ૧ | ૭-૧૬ | ૬-૮ | ૭-૨૦ | ૬-૧૯ | ૭- ૯ |
| ૧૩ | ૬- ૬ | ૭- ૫ | ૬- ૧ | ૭-૧૬ | ૬-૮ | ૭-૨૦ | ૬-૧૯ | ૭- ૮ |
| ૧૪ | ૬- ૫ | ૭- ૫ | ૬- ૧ | ૭-૧૭ | ૬-૯ | ૭-૨૦ | ૬-૧૯ | ૭- ૮ |
| ૧૫ | ૬- ૫ | ૭- ૬ | ૬- ૧ | ૭-૧૭ | ૩-૯ | ૭-૧૯ | ૬-૨૦ | ૭- ૭ |
| ૧૬ | ૬- ૪ | ૭- ૬ | ૬- ૧ | ૭-૧૭ | ૬-૯ | ૭-૧૯ | ૬-૨૦ | ૭- ૬ |
| ૧૭ | ૬- ૪ | ૭- ૬ | ૬- ૧ | ૭-૧૭ | ૬-૧૦ | ૭-૧૯ | ૬-૨૦ | ૭- ૬ |
| ૧૮ | ૬- ૪ | ૭- ૭ | ૬- ૨ | ૭-૧૮ | ૬-૧૦ | ૭-૧૯ | ૬-૨૦ | ૭- ૫ |
| ૧૯ | ૬- ૩ | ૭- ૭ | ૬- ૨ | ૭-૧૮ | ૬-૧૦ | ૭-૧૯ | ૬-૨૧ | ૭- ૪ |
| ૨૦ | ૬- ૩ | ૭- ૭ | ૬- ૨ | ૭-૧૮ | ૬-૧૧ | ૭-૧૮ | ૬-૨૧ | ૭- ૪ |
| ૨૧ | ૬- ૩ | ૭- ૮ | ૬- ૨ | ૭-૧૮ | ૬-૧૧ | ૭-૧૮ | ૬-૨૧ | ૬- ૩ |
| ૨૨ | ૬- ૨ | ૭- ૮ | ૬- ૩ | ૭-૧૯ | ૬-૧૨ | ૭-૧૮ | ૬-૨૧ | ૭- ૨ |
| ૨૩ | ૬- ૨ | ૭- ૯ | ૬- ૩ | ૭-૧૯ | ૬-૧૨ | ૭-૧૮ | ૬-૨૧ | ૬- ૧ |
| ૨૪ | ૬- ૨ | ૭- ૯ | ૬- ૩ | ૭-૧૯ | ૬-૧૨ | ૭-૧૭ | ૬-૨૨ | ૭- ૧ |
| ૨૫ | ૬- ૨ | ૭- ૯ | ૬- ૩ | ૭-૧૯ | ૬-૧૩ | ૭-૧૭ | ૬-૨૨ | ૭- ૦ |
| ૨૬ | ૬- ૨ | ૭-૧૦ | ૬- ૩ | ૭-૧૯ | ૬-૧૩ | ૭-૧૭ | ૬-૨૨ | ૬-૫૯ |
| ૨૭ | ૬- ૨ | ૭-૧૦ | ૬- ૪ | ૭-૧૯ | ૬-૧૩ | ૭-૧૭ | ૬-૨૨ | ૬-૫૯ |
| ૨૮ | ૬- ૧ | ૭-૧૧ | ૬- ૪ | ૭-૨૦ | ૬-૧૪ | ૭-૧૬ | ૬-૨૩ | ૬-૫૮ |
| ૨૯ | ૬- ૧ | ૭-૧૧ | ૬- ૪ | ૭-૨૦ | ૬-૧૪ | ૭-૧૬ | ૬-૨૩ | ૬-૫૭ |
| ૩૦ | ૬- ૧ | ૭-૧૧ | ૬- ૫ | ૭-૨૦ | ૬-૧૪ | ૭-૧૬ | ૬-૨૩ | ૬-૫૬ |
| ૩૧ | ૬- ૧ | ૭-૧૨ | | | ૬-૧૫ | ૭-૧૫ | ૬-૨૩ | ૬-૫૫ |

# સૂર્યોદય અને સૂર્યાસ્ત.

( સ્ટાન્ડર્ડ ટાઇમ )

| તારીખ. | સપ્ટેમ્બર | | ઓકટોબર | | નવેમ્બર | | ડીસેમ્બર. | |
|---|---|---|---|---|---|---|---|---|
| | Rise ઉદય | Set અસ્ત | Rise ઉદય | Set અસ્ત | Rice ઉદય | Set અસ્ત | Rise ઉદય | Set અસ્ત |
| ૧ | ૬-૨૩ | ૬-૫૫ | ૬-૨૯ | ૬-૨૯ | ૬-૩૮ | ૬- ૬ | ૬-૫૫ | ૬- ૦ |
| ૨ | ૬-૨૪ | ૬-૫૪ | ૬-૨૯ | ૬-૨૮ | ૬-૩૯ | ૬- ૬ | ૬-૫૫ | ૬- ૦ |
| ૩ | ૬-૨૪ | ૬-૫૩ | ૬-૨૯ | ૬-૨૭ | ૬-૩૯ | ૬- ૫ | ૬-૫૬ | ૬- ૦ |
| ૪ | ૬-૨૪ | ૬-૫૨ | ૬-૩૦ | ૬-૨૬ | ૬-૪૦ | ૬- ૫ | ૬-૫૭ | ૬- ૦ |
| ૫ | ૬-૨૪ | ૬-૫૧ | ૬-૩૦ | ૬-૨૫ | ૬-૪૦ | ૬- ૪ | ૬-૫૭ | ૬- ૦ |
| ૬ | ૬-૨૪ | ૬-૫૦ | ૬-૩૦ | ૬-૨૪ | ૬-૪૧ | ૬- ૪ | ૬-૫૮ | ૬- ૧ |
| ૭ | ૬-૨૫ | ૬-૫૦ | ૬-૩૦ | ૬-૨૪ | ૬-૪૧ | ૬- ૪ | ૬-૫૯ | ૬- ૧ |
| ૮ | ૬-૨૫ | ૬-૪૯ | ૬-૩૦ | ૬-૨૩ | ૬-૪૨ | ૬- ૪ | ૬-૫૯ | ૬- ૧ |
| ૯ | ૬-૨૫ | ૬-૪૮ | ૬-૩૧ | ૬-૨૨ | ૬-૪૨ | ૬- ૪ | ૭- ૦ | ૬- ૧ |
| ૧૦ | ૬-૨૫ | ૬-૪૭ | ૬-૩૧ | ૬-૨૧ | ૬-૪૩ | ૬- ૩ | ૭- ૦ | ૬- ૨ |
| ૧૧ | ૬-૨૫ | ૬-૪૬ | ૬-૩૧ | ૬-૨૦ | ૬-૪૩ | ૬- ૩ | ૭- ૧ | ૬- ૨ |
| ૧૨ | ૬-૨૫ | ૬-૪૫ | ૬-૩૧ | ૬-૧૯ | ૬-૪૪ | ૬- ૩ | ૭- ૨ | ૬- ૨ |
| ૧૩ | ૬-૨૬ | ૬-૪૪ | ૬-૩૨ | ૬-૧૯ | ૬-૪૪ | ૬- ૨ | ૭- ૨ | ૬- ૩ |
| ૧૪ | ૬-૨૬ | ૬-૪૩ | ૬-૩૨ | ૬-૧૮ | ૬-૪૫ | ૬- ૨ | ૭- ૩ | ૬- ૩ |
| ૧૫ | ૬-૨૬ | ૬-૪૩ | ૬-૩૩ | ૬-૧૭ | ૬-૪૫ | ૬- ૧ | ૭- ૩ | ૬- ૩ |
| ૧૬ | ૬-૨૬ | ૬-૪૨ | ૬-૩૩ | ૬-૧૬ | ૬-૪૬ | ૬- ૧ | ૭- ૪ | ૬- ૪ |
| ૧૭ | ૬-૨૬ | ૬-૪૧ | ૬-૩૩ | ૬-૧૬ | ૬-૪૬ | ૬- ૧ | ૭- ૪ | ૬- ૪ |
| ૧૮ | ૬-૨૭ | ૬-૪૦ | ૬-૩૪ | ૬-૧૫ | ૬-૪૭ | ૬- ૧ | ૭- ૫ | ૬- ૫ |
| ૧૯ | ૬-૨૭ | ૬-૩૯ | ૬-૩૪ | ૬-૧૪ | ૬-૪૮ | ૬- ૦ | ૭- ૫ | ૬- ૫ |
| ૨૦ | ૬-૨૭ | ૬-૩૮ | ૬-૩૪ | ૬-૧૪ | ૬-૪૮ | ૬- ૦ | ૭- ૬ | ૬- ૬ |
| ૨૧ | ૬-૨૭ | ૬-૩૭ | ૬-૩૪ | ૬-૧૩ | ૬-૪૯ | ૬- ૦ | ૭- ૭ | ૬- ૬ |
| ૨૨ | ૬-૨૭ | ૬-૩૬ | ૬-૩૫ | ૬-૧૨ | ૬-૪૯ | ૬- ૦ | ૭- ૭ | ૬- ૬ |
| ૨૩ | ૬-૨૭ | ૬-૩૬ | ૬-૩૫ | ૬-૧૧ | ૬-૫૦ | ૬- ૦ | ૭- ૮ | ૬- ૭ |
| ૨૪ | ૬-૨૮ | ૬-૩૫ | ૬-૩૬ | ૬-૧૧ | ૬-૫૧ | ૬- ૦ | ૭- ૮ | ૬- ૭ |
| ૨૫ | ૬-૨૮ | ૬-૩૪ | ૬-૩૬ | ૬-૧૦ | ૬-૫૧ | ૬- ૦ | ૭- ૯ | ૬- ૮ |
| ૨૬ | ૬-૨૮ | ૬ ૩૩ | ૬-૩૬ | ૬-૧૦ | ૬-૫૨ | ૬- ૦ | ૭- ૯ | ૬- ૯ |
| ૨૭ | ૬-૨૮ | ૬-૩૨ | ૬-૩૭ | ૬- ૯ | ૬-૫૨ | ૬- ૦ | ૭-૧૦ | ૬- ૯ |
| ૨૮ | ૬-૨૮ | ૬-૩૧ | ૬-૩૭ | ૬- ૯ | ૬-૫૩ | ૬- ૦ | ૭-૧૦ | ૬-૧૦ |
| ૨૯ | ૬-૨૯ | ૬-૩૦ | ૬-૩૭ | ૬- ૮ | ૬-૫૪ | ૬- ૦ | ૭-૧૧ | ૬-૧૦ |
| ૩૦ | ૬-૨૯ | ૬-૨૯ | ૬-૩૭ | ૬- ૭ | ૬-૫૪ | ૬- ૦ | ૭-૧૧ | ૬-૧૧ |
| ૩૧ | | | ૬-૩૮ | ૬- ૭ | | | ૭-૧૨ | ૬-૧૧ |

# નાક્ષત્રકાળનું મધ્યમાન.

| તારીખ | જાન્યુઆરી | ફેબ્રુઆરી. | માર્ચ | એપ્રીલ |
|---|---|---|---|---|
| ૧ | ૧૮-૩૯-૪૬ | ૨૦-૪૨- ૦ | ૨૨-૩૨-૨૨ | ૦-૩૫-૩૫ |
| ૨ | ૧૮-૪૩-૪૩ | ૨૦-૪૫-૫૬ | ૨૨-૩૬-૧૮ | ૦-૩૯-૩૧ |
| ૩ | ૧૮-૪૭-૩૯ | ૨૦-૪૯-૫૩ | ૨૨-૪૦-૧૫ | ૦-૪૩-૨૮ |
| ૪ | ૧૮-૫૧-૩૬ | ૨૦-૫૩-૪૯ | ૨૨-૪૪-૧૨ | ૦-૪૭-૨૫ |
| ૫ | ૧૮-૫૫-૩૩ | ૨૦-૫૭-૪૬ | ૨૨-૪૮- ૮ | ૦-૫૧-૨૧ |
| ૬ | ૧૮-૫૯-૨૯ | ૨૧- ૧-૪૨ | ૨૨-૫૨- ૪ | ૦-૫૫-૧૮ |
| ૭ | ૧૯- ૩-૨૬ | ૨૧- ૫-૩૯ | ૨૨-૫૬- ૧ | ૦-૫૯-૧૪ |
| ૮ | ૧૯- ૭-૨૨ | ૨૧- ૯-૩૫ | ૨૨-૫૯-૫૮ | ૧- ૩-૧૧ |
| ૯ | ૧૯-૧૧-૧૯ | ૨૧-૧૩-૩૨ | ૨૩- ૩-૫૪ | ૧- ૭- ૭ |
| ૧૦ | ૧૯-૧૫-૧૫ | ૨૧-૧૭-૨૯ | ૨૩- ૭-૫૧ | ૧-૧૧- ૪ |
| ૧૧ | ૧૯-૧૯-૧૨ | ૨૧-૨૧-૨૫ | ૨૩-૧૧-૪૭ | ૧-૧૫- ૧ |
| ૧૨ | ૧૯-૨૩- ૮ | ૨૧-૨૫-૨૨ | ૨૩-૧૫-૪૪ | ૧-૧૮-૫૭ |
| ૧૩ | ૧૯-૨૭- ૫ | ૨૧-૨૯-૧૮ | ૨૩-૧૯-૪૧ | ૧-૨૨-૫૪ |
| ૧૪ | ૧૯-૩૧- ૨ | ૨૧-૩૩-૧૫ | ૨૩-૨૩-૩૭ | ૧-૨૬-૫૦ |
| ૧૫ | ૧૯-૩૪-૫૮ | ૨૧-૩૭-૧૧ | ૨૩-૨૮-૩૪ | ૧-૩૦-૪૭ |
| ૧૬ | ૧૯-૩૮-૫૫ | ૨૧-૪૧- ૮ | ૨૩-૩૨-૩૦ | ૧-૩૪-૪૩ |
| ૧૭ | ૧૯-૪૨-૫૧ | ૨૧-૪૫- ૪ | ૨૩-૩૬-૨૭ | ૧-૩૮-૪૦ |
| ૧૮ | ૧૯-૪૬-૪૮ | ૨૧-૪૯- ૧ | ૨૩-૪૦-૨૩ | ૧-૪૨-૩૬ |
| ૧૯ | ૧૯-૫૦-૪૪ | ૨૧-૫૨-૫૭ | ૨૩-૪૪-૨૦ | ૧-૪૬-૩૩ |
| ૨૦ | ૧૯-૫૪-૪૧ | ૨૧-૫૬-૫૪ | ૨૩-૪૮-૧૬ | ૧-૫૦-૩૦ |
| ૨૧ | ૧૯-૫૮-૩૭ | ૨૨- ૦-૫૧ | ૨૩-૫૨-૧૩ | ૧-૫૪-૨૬ |
| ૨૨ | ૨૦- ૨-૩૪ | ૨૨- ૪-૪૭ | ૨૩-૫૬- ૯ | ૧-૫૮-૨૩ |
| ૨૩ | ૨૦- ૬-૩૧ | ૨૨- ૮-૪૪ | ૦- ૦- ૬ | ૨- ૨-૧૯ |
| ૨૪ | ૨૦-૧૦-૨૭ | ૨૨-૧૨-૪૦ | ૦- ૪- ૩ | ૨- ૬-૧૬ |
| ૨૫ | ૨૦-૧૪-૨૪ | ૨૨-૧૬-૩૭ | ૦- ૭-૫૯ | ૨-૧૦-૧૨ |
| ૨૬ | ૨૦-૧૮-૨૦ | ૨૨-૨૦-૩૩ | ૦-૧૧-૫૬ | ૨-૧૪- ૯ |
| ૨૭ | ૨૦-૨૨-૧૭ | ૨૨-૨૪-૩૦ | ૦-૧૫-૫૨ | ૨-૧૮- ૫ |
| ૨૮ | ૨૦-૨૬-૧૩ | ૨૨-૨૮-૨૬ | ૦-૧૯-૪૯ | ૨-૨૨- ૨ |
| ૨૯ | ૨૦-૩૦-૧૦ | | ૦-૨૩-૪૫ | ૨-૨૫-૫૯ |
| ૩૦ | ૨૦-૩૪- ૬ | | ૦-૨૭-૪૨ | ૨-૨૯-૫૫ |
| ૩૧ | ૨૦-૩૮- ૩ | | ૦-૩૧-૩૮ | |

# નાક્ષત્રકાળનું મધ્યમાન.

| તારીખ | મે | જુન | જુલાઈ | ઓગસ્ટ |
|---|---|---|---|---|
| ૧ | ૨-૩૩-૫૨ | ૪-૩૬- ૫ | ૬-૩૪-૨૨ | ૮-૩૬-૩૫ |
| ૨ | ૨-૩૭-૪૮ | ૪-૪૦- ૧ | ૬-૩૮-૧૮ | ૮-૪૦-૩૧ |
| ૩ | ૨-૪૧-૪૫ | ૪-૪૩-૫૮ | ૬-૪૨-૧૫ | ૮-૪૪-૨૮ |
| ૪ | ૨-૪૫-૪૧ | ૪-૪૭-૫૪ | ૬-૪૬-૧૧ | ૮-૪૮-૨૪ |
| ૫ | ૨-૪૯-૩૮ | ૪-૫૧-૫૧ | ૬-૫૦- ૮ | ૮-૫૨-૨૧ |
| ૬ | ૨-૫૩-૩૪ | ૪-૫૫-૪૮ | ૬-૫૪- ૪ | ૮-૫૬-૧૮ |
| ૭ | ૨-૫૭-૩૧ | ૪-૫૯-૪૪ | ૬-૫૮- ૧ | ૯- ૦-૧૪ |
| ૮ | ૩- ૧-૨૭ | ૫- ૩-૪૧ | ૭- ૧-૫૭ | ૯- ૪-૧૧ |
| ૯ | ૩- ૫-૨૪ | ૫- ૭-૩૭ | ૭- ૫-૫૪ | ૯- ૮- ૭ |
| ૧૦ | ૩- ૯-૨૧ | ૫-૧૧-૩૩ | ૭- ૯-૫૧ | ૯-૧૨- ૪ |
| ૧૧ | ૩-૧૩-૧૭ | ૫-૧૫-૩૦ | ૭-૧૩-૪૭ | ૯-૧૬- ૦ |
| ૧૨ | ૩-૧૭-૧૪ | ૫-૧૯-૨૭ | ૭-૧૭-૪૪ | ૯-૧૯-૫૭ |
| ૧૩ | ૩-૨૧-૧૦ | ૫-૨૩-૨૩ | ૭-૨૧-૪૦ | ૯-૨૩-૫૩ |
| ૧૪ | ૩-૨૫- ૭ | ૫-૨૭-૨૦ | ૭-૨૬-૩૭ | ૯-૨૮-૫૦ |
| ૧૫ | ૩-૨૯- ૩ | ૫-૩૧-૧૭ | ૭-૨૯-૩૩ | ૯-૩૨-૪૭ |
| ૧૬ | ૩-૩૩- ૦ | ૫-૩૫-૧૩ | ૭-૩૩-૩૦ | ૯-૩૬-૪૩ |
| ૧૭ | ૩-૩૬-૫૬ | ૫-૩૯-૧૦ | ૭-૩૭-૨૬ | ૯-૪૦-૪૦ |
| ૧૮ | ૩-૪૦-૫૩ | ૫-૪૩- ૬ | ૭-૪૧-૨૩ | ૯-૪૪-૩૬ |
| ૧૯ | ૩-૪૪-૫૦ | ૫-૪૭- ૩ | ૭-૪૫-૨૦ | ૯-૪૮-૩૩ |
| ૨૦ | ૩-૪૮-૪૬ | ૫-૫૦-૫૯ | ૭-૪૯-૧૬ | ૯-૫૨-૨૯ |
| ૨૧ | ૩-૫૨-૪૩ | ૫-૫૪-૫૬ | ૭-૫૩-૧૩ | ૯-૫૬-૨૬ |
| ૨૨ | ૩-૫૬-૩૯ | ૫-૫૮-૫૩ | ૭-૫૭- ૯ | ૧૦- ૦-૨૨ |
| ૨૩ | ૪- ૦-૩૬ | ૬- ૨-૫૦ | ૮- ૧- ૬ | ૧૦- ૪-૧૯ |
| ૨૪ | ૪- ૪-૩૨ | ૬- ૬-૪૬ | ૮- ૫- ૨ | ૧૦- ૮-૧૬ |
| ૨૫ | ૪- ૮-૨૯ | ૬-૧૦-૪૨ | ૮- ૮-૫૯ | ૧૦-૧૨-૧૨ |
| ૨૬ | ૪-૧૨-૨૫ | ૬-૧૪-૩૯ | ૮-૧૨-૫૫ | ૧૦-૧૬- ૯ |
| ૨૭ | ૪-૧૬-૨૨ | ૬-૧૮-૩૫ | ૮-૧૬-૫૨ | ૧૦-૨૦- ૫ |
| ૨૮ | ૪-૨૦-૧૯ | ૬-૨૨-૩૨ | ૮-૨૦-૪૯ | ૧૦-૨૪- ૧ |
| ૨૯ | ૪-૨૪-૧૫ | ૬-૨૬-૨૮ | ૮-૨૪-૪૫ | ૧૦-૨૮-૫૮ |
| ૩૦ | ૪-૨૮-૧૨ | ૬-૩૦-૨૫ | ૮-૨૮-૪૨ | ૧૦-૩૨-૫૫ |
| ૩૧ | ૪-૩૨- ૮ | | ૮-૩૨-૩૮ | ૧૦-૩૬-૫૧ |

# નાક્ષત્રકાળનું મધ્યમાન.

| તારીખ | સપ્ટેમ્બર | ઑક્ટોબર | નવેમ્બર | ડીસેમ્બર |
|---|---|---|---|---|
| ૧ | ૧૦-૪૦-૪૮ | ૧૨-૩૭- ૪ | ૧૪-૪૦-૧૮ | ૧૬-૩૮-૩૪ |
| ૨ | ૧૦-૪૪-૪૪ | ૧૨-૪૧- ૧ | ૧૪-૪૪-૧૪ | ૧૬-૪૨-૩૧ |
| ૩ | ૧૦-૪૮-૪૧ | ૧૨-૪૪-૫૮ | ૧૪-૪૮-૧૧ | ૧૬-૪૬-૨૭ |
| ૪ | ૧૦-૫૨-૩૮ | ૧૨-૪૮-૫૪ | ૧૪-૫૨- ૭ | ૧૬-૫૦-૨૪ |
| ૫ | ૧૦-૫૬-૩૪ | ૧૨-૫૨-૫૧ | ૧૪-૫૬- ૪ | ૧૬-૫૪-૨૧ |
| ૬ | ૧૧- ૦-૩૧ | ૧૨-૫૬-૪૭ | ૧૫- ૦- ૦ | ૧૬-૫૮-૧૭ |
| ૭ | ૧૧- ૪-૨૭ | ૧૩- ૦-૪૪ | ૧૫- ૩-૫૭ | ૧૭- ૨-૧૪ |
| ૮ | ૧૧- ૮-૨૩ | ૧૩- ૪-૪૦ | ૧૫- ૭-૫૪ | ૧૭- ૬-૧૦ |
| ૯ | ૧૧-૧૦-૨૦ | ૧૩- ૮-૩૭ | ૧૫-૧૧-૫૦ | ૧૭-૧૦- ૭ |
| ૧૦ | ૧૧-૧૪-૧૭ | ૧૩-૧૨-૩૩ | ૧૫-૧૫-૪૭ | ૧૭-૧૪- ૩ |
| ૧૧ | ૧૧-૧૮-૧૩ | ૧૩-૧૬-૩૦ | ૧૫-૧૯-૪૩ | ૧૭-૧૮- ૦ |
| ૧૨ | ૧૧-૨૨-૧૦ | ૧૩-૨૦-૨૭ | ૧૫-૨૩-૪૦ | ૧૭-૨૧-૫૬ |
| ૧૩ | ૧૧-૨૬- ૭ | ૧૩-૨૪-૨૩ | ૧૫-૨૭-૩૬ | ૧૭-૨૫-૫૩ |
| ૧૪ | ૧૧-૩૦- ૩ | ૧૩-૨૮-૨૦ | ૧૫-૩૧-૩૩ | ૧૭-૨૯-૫૦ |
| ૧૫ | ૧૧-૩૪- ૦ | ૧૩-૩૨-૧૬ | ૧૫-૩૫-૨૯ | ૧૭-૩૩-૪૬ |
| ૧૬ | ૧૧-૩૭-૫૬ | ૧૩-૩૬-૧૩ | ૧૫-૩૯-૨૬ | ૧૭-૩૭-૪૩ |
| ૧૭ | ૧૧-૪૧-૫૩ | ૧૩-૪૦- ૯ | ૧૫-૪૩-૨૩ | ૧૭-૪૧-૩૯ |
| ૧૮ | ૧૧-૪૫-૪૯ | ૧૩-૪૪- ૫ | ૧૫-૪૭-૧૯ | ૧૭-૪૫-૩૬ |
| ૧૯ | ૧૧-૪૯-૪૬ | ૧૩-૪૮- ૨ | ૧૫-૫૧-૧૬ | ૧૭-૪૯-૩૨ |
| ૨૦ | ૧૧-૫૩-૪૨ | ૧૩-૫૨-૫૯ | ૧૫-૫૫-૧૨ | ૧૭-૫૩-૨૯ |
| ૨૧ | ૧૧-૫૭-૩૯ | ૧૩-૫૬-૫૬ | ૧૫-૫૯- ૯ | ૧૭-૫૭-૨૫ |
| ૨૨ | ૧૨- ૧-૩૬ | ૧૪- ૦-૫૨ | ૧૬- ૩- ૫ | ૧૮- ૧-૨૨ |
| ૨૩ | ૧૨- ૫-૩૨ | ૧૪- ૪-૪૯ | ૧૬- ૭- ૨ | ૧૮- ૫-૧૯ |
| ૨૪ | ૧૨- ૯-૨૯ | ૧૪- ૮-૪૬ | ૧૬-૧૦-૫૮ | ૧૮- ૯-૧૫ |
| ૨૫ | ૧૨-૧૩-૨૫ | ૧૪-૧૨-૪૨ | ૧૬-૧૪-૫૫ | ૧૮-૧૩-૧૨ |
| ૨૬ | ૧૨-૧૭-૨૨ | ૧૪-૧૬-૩૮ | ૧૬-૧૮-૫૨ | ૧૮-૧૭- ૮ |
| ૨૭ | ૧૨-૨૧-૧૮ | ૧૪-૨૦-૩૫ | ૧૬-૨૨-૪૮ | ૧૮-૨૧- ૫ |
| ૨૮ | ૧૨-૨૫-૧૫ | ૧૪-૨૪-૩૧ | ૧૬-૨૬-૪૫ | ૧૮-૨૫- ૧ |
| ૨૯ | ૧૨-૨૯-૧૧ | ૧૪-૨૮-૨૮ | ૧૬-૩૦-૪૧ | ૧૮-૨૮-૫૮ |
| ૩૦ | ૧૨-૩૩- ૮ | ૧૪-૩૨-૨૫ | ૧૬-૩૪-૩૮ | ૧૮-૩૨-૫૪ |
| ૩૧ | | ૧૪-૩૬-૨૧ | | ૧૮-૩૬-૫૧ |

